૨૮૩૮

ज्ञानोदयग्रन्थावली. द्वितीयांक.

# ગુલીવરની મુસાફરી

## ભાગ ૨ જો.

૨૮૮૧

(બ્રાબડીંગનેગ નામના રાક્ષસોના દેશમાં મુસાફરી.)

ભાષાંતર કર્તા,

મણિલાલ મોહનલાલ ઝવેરી,

... દવાખાનાના ડાક્ટર.

રોળાવૃત્ત.

દુષ્ટ નૃપતિની આણ, ક્ષણ વર્તાવે જગમાં;
પુષ્ટ પ્રજાના પ્રાણ, બાણથી વીંધે પળમાં.
કરબંધનથી કરે, કેર સ્વચ્છંદિ સુજનમાં;
કરબંધનથી ડરે, ફેર ક્યમ ના'વે મનમાં?

—✳✳✳✳—

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

(રિપન સંવત્ ૭) વિ. સંવત્ ૧૯૪૨.

મૂલ્ય આઠ આના.

૨૮૩૮



ક્લીચ" મારા નાસ્તાને માટે મને એક પાંઉનો કકડો આપ્યો હતો. તે એક મદનસારિકા પોતાની ચાંચ મારીને મારા હાથમાંથી લઈ ગયું. હું જ્યારે આવાં કોઈ પક્ષીને પકડવાની વાત કરતો ત્યારે તેઓ બહાદુરીથી મારી સામે આવતાં અને જો તેમની તરફ આંગળી કરતો તો ચાંચ મારવાનો પ્રયત્ન કરતાં, અને પછી જાણે કંઈ થયુંજ નહીં હોય તેમ આગળની માફક જીવ જંતુ અગર ગોકળ ગાય શોધવા જતાં. એક દિવસે મેં એક લાંબી ડાંગ એક લીનેટ નામના પક્ષી તરફ નાંખી, તેથી કરીને તે જમિન ઉપર પડ્યું. બે હાથે તેને ગરદનમાંથી પકડી હું ખુશી થતો થતો મારી માતૃકા તરફ દોડ્યો. પણ આ પક્ષી જરા બેભાનજ થઇ ગયું હતું અને તેથી જ્યારે તેને ભાન આવ્યું ત્યારે જોકે મેં તેને મોંથી એક હાથ દુર પકડી રાખ્યું હતું તો પણ પોતાની પાંખોથી મારા માથા અને દીલના બે બાજુપર (હું તેના પંજાથી તો દુરજ હતો.) એવા તો ઝપાટા માર્યા કે તેને છોડીદેવાનો વિચાર મને ઓછામાં ઓછો વીશેકવાર આવ્યો; પણ એક ચાકરે આવીને મારા હાથમાંથી તેને લઈ લીધું. અને તેની ગરદન મરડી નાંખી, બીજે દહાડે રાણીના ખાસ હુકમથી મારા ખાણાને સારૂ તેને તૈયાર કર્યું હતું. આ લીનેટ પક્ષી મને સાંભરેછે કે ઇંગ્લાંડના રાજહંસ કરતાં થોડુંએક મોટું હતું.

હજુરી સ્ત્રીઓ "ગ્લમડેલક્લીચ"ને પોતાના ઓરડામાં વારેવારે બોલાવતી અને મને જોવાને અને બાઝવાની મઝાની ખાતર પોતાની જોડે મને લઈ આવવાનું પણ કહેતી. તેઓ મને તદન નગ્ન બનાવી તેમની છાતીપર લાંબો સુવાડતાં. આથી મને ઘણો કંટાળો છુટતો હતો, કારણ કે જો સાચું પુછાવો તો તેમની ત્વચામાંથી ઘણીજ

દુર્ગંધ નીકળતી હતી. આથી હું એમ કહેવા નથી માગતો અગર મારો વિચાર એવો નથી કે તે સુંદર સ્ત્રીઓની નિંદા કરવી. હું તેમની તરફ સભ્યતાથી જોઉંછું પણ મારી લઘુતાના પ્રમાણમાં મારી ઇંદ્રિ વિશેષ ચપળ હતી. જેમ ઇંગ્લાંડમાં તેજ જાતની સ્ત્રીઓ પોતાના આશકને અપ્રિય નથી હોતી, તે પ્રમાણે ત્યાંની હજુરી સ્ત્રીઓ તેમના આશકને અગરે અરસ્પરસ એક બીજાને અપ્રિય હતાં, એમ નહોતું; પણ તેઓની કુદરતી વાસ તેઓ તેલ ફુલેલ લગાડતાં તેના કરતાં વધારે સારી હતી. તેમના બફારાથી તો મને મૂર્છા વળી જતી. મને સાંભરે છે કે લીલીપટની અંદર ઉનાળાના દિવસમાં સારી કસરત કર્યા પછી એક દિવસે મારા એક દોસ્તદારે મારી પાસેથી બહુજ દુર્ગંધ આવેછે, એવી વાત કહી હતી; જો કે મારી જાતવાળાના જેટલોજ હું દોષિત હતો, પણ હું ધારૂંછું કે જેટલી બારીકી ભરેલી મારી નાસેંદ્રિ હતી તેજ પ્રમાણમાં તેઓની પણ હતી. આ વાત કહેતાં મારે કહેવું જોઇએ કે રાણીસાહેબ તથા "ગલમડેલ કલીચ" નાં શરીર ઇંગ્લાંડની કોઈ પણ સ્ત્રીઓના જેવાં સ્વચ્છ હતાં.

જ્યારેજ્યારે મારી માતૃકા મને દરબારીસ્ત્રિયો પાસે લઇ જતી હતી, ત્યારે તેઓ મારી સાથે બીલકુલ સભ્યતા વિના વર્તતી. આથી મને બહુ માઠું લાગતું હતું. બહુ કામી માણસ જેમ વર્ત્તે તેવી રીતથી તેઓ મારી સાથે વર્ત્તતાં હતાં.કારણ તેઓ તેમનાં લુગડાં ઉતારી નાખતાં હતાં. મારા દેખતાં એક કફની ઓઢતાં હતાં, અને પછી તેમના નાગા શરીર ઉપર ઢંકિલા લુગડાપર મને રમાડતાં. હું ખાતરીથી કહુંછું કે આથી હું બીલકુલ લલચાતો નહોતો, અને પ્યારના ઉભરાને બદલે મને કંટાળો અને ભય ઉત્પન્ન

થતો હતો. તેમની ચામડી એટલી તો જાડી અને ખડબ-ચડી તથા રંગેલી માલમ પડતી હતી ને જ્યારે હું તેમની પાસે જતો, ત્યારે શરીરપરના તલ એક રકાબી જેટલા પોહોળા અને ઝૂલતા નિમાળા સુતળીથી જાડા માલમ પડતા હતા. એકે ત્રણ આના વાસણ અંદર આસરે બે "હોગ્સહેડ" જેટલો પિશાબ કર્યો, તેથી મને બહું કંટાળો વછુટ્યો. તેઓમાંની આશરે સોળેક વર્ષની એક ફાંકડી ખુબસુરત સ્ત્રી કેટલીક વાર મને તેના સ્તન ઉપર બેસાડતી અને બીજા ઘણા ચાળા કરતી; તેના વર્ણનની લંબાણથી માગણી મેહેરબાંની કરી મારા પ્રિય વાંચનાર કરશે નહિ. હું તે સ્ત્રીથી એટલો બધો કંટાળી ગયો હતો કે "ગ્લમડેલકલીચ"ને મને ફરીથી તેની પાસે નહીં લઈ જવાની મેં વિનંતિ કરી.

એક દિવસે મારી માતૃકાની મેતીજીના ભત્રીજાએ આવીને મને એક શિરચ્છેદ જોવાનો આગ્રહ કર્યો; તેના પાસેના ઓળખાણના કોઈ આદમીનું ખુન કરનારનો તે દિવસે શિરચ્છેદ કરવાના હતા "ગ્લમડેલકલીચ"ને પોતાની નાખુશી છતાં અમારી જોડે આવવાનું કેહેવામાં આવ્યું. તેનું હૈયું ઘણું કોમળ હતું. હુંતો આવા દેખાવને ધિક્કારતોજ હતો પણ ફક્ત કાંઈ નવું જોવાની ઇચ્છાથી હું ત્યાં જવા લલચાયો; ખુનીને માચડા ઉપર ખાસ ઉભી કરેલી ખુરશી પર જકડી લેવામાં આવ્યો હતો, અને ચાલીશ ફીટની લાંબી તરવારના એક ફટકાએ તેનું ડોકું ધડથી જુદું કરવામાં આવ્યું હતું. નસો અને ધોરી નસોમાંથી લોહી એટલું બધું અને એટલું ઊંચે ઉડવા માંડ્યું કે **વરસેલીસ**ના મોટા ફુવારાની શેરતો તેના મોઢા આગળ કાંઈજ નહોતી; અને માથું જ્યારે માચડાના પાટીઆપર

પડયું ત્યારે હું આશરે અર્ધો માઇલ દૂર હતો તે પણ ચમકયો.

રાણીસાહેબને મેં મારી દરીઆઈ મુસાફરીની ઘણીક વાત કહી હતી, અને તેથી જ્યારે હું કાંઈ દિલગીર હોઉં ત્યારે મને ગમ્મતને ખાતર તેઓ પૂછતાં કે તને હોડી હાંકતાં આવડેછે? તારી તનદુરસ્તીને માટે હોડી હાંકવી ઠીક પડશે. મેં કહ્યું કે તે મને સારી રીતે આવડેછે, અગર જો કે મારૂં કામતો વહાણના શસ્ત્ર વૈદ યા વૈદ તરીકે હતું તો પણ જરૂરની વખતે મારે સાધારણ ખલાસી જેવું કામ કરવું પડતું હતું. પણ આ દેશની અંદર મારાથી તે કેમ થઈ શકશે તેનો મને જરાએ વિચાર નહોતો, કારણ કે ત્યાંની નાનામાં નાની બોટ આપણી મોટામાં મોટી મનવાર જેવડી હતી. અને જેટલી નાની બોટ હું હાંકી શકું તેટલી તો તેમની મોટી નદીઓમાં કદી સુખે હંકાયજ નહીં. રાણીસાહેબે કહ્યું કે જો તું હોડીનો નમુનો ઘડી દેશે તો મારો સુથાર તને તેવીજ બનાવી આપશે; પછી હોડી હંકારવાની જગ્યા અમેતને બતાવીશું. આ હુંશીઆર કારીગર હતો તેથી તણે મારા કહ્યા પ્રમાણે દશ દિવસની અંદર એક યુરોપીઅન બેસી શકે એવી લાકડાં સાથની હોડી તૈયાર બનાવી આપી. જ્યારે હોડી પૂરી થઈ રહી, ત્યારે રાણીસાહેબ એટલાં તો ખુશી થઈ ગયાં કે રાણીસાહેબ તેને પોતાના હાથમાં લઇને રાજા પાસે દોડી ગયાં. તણે એક ટાંકી પાણીથી ભરી અને તેની અજમાયશ તરીકે હંકારવાનો મને હુકમ આપ્યો. અહીંઆ આગળ જગ્યા પુરી નહી હોવાથી મારાથી બે ફૂંટીનો ઉપયોગ થતો નહીં, પણ રાણીસાહેબના મનમાં બીજો વિચાર હતો. તેણે પોતાના સુથારને આશરે ત્રણશેં ફીટ

લાંબી પચાસ ફીટ પોહોળી અને આઠ ફીટ ઊંડી એવી એક વાવ બનાવવાનો હુકમ આપ્યો. આની અંદર ગાબડાં પડતાં અટકાવવાને માટે તેને સારીપેઠે ડામર લગાડીને મહેલના આગલા ઓરડામાં દિવાલ પાસે રાખી મુકવામાં આવી હતી. પાણી જ્યારે ખરાબ થઈ જતું ત્યારે તેને કાઢી નાંખવાને તળીએ એક કુંચી હતી. બે ચાકરો અડધા કલાકની અંદર તેને ભરી શકતા. અહીં આગળ હું મારી અથવા રાણીસાહેબ અને તેની દાસીઓની ગમત ખાતર ઘણી વખત હોડી ચલાવતો. મારી ચપળતા અને હુંશિયારીથી તેઓને ઠીક ગમત પડતી. કોઈ વખતે હું સઢ વાળી દેતો, અને દાસીઓ પોતાના પંખાથી પવનના સુસવાટા લાવતી. એ વખતે હું ફક્ત સુકાન પકડી બેશી રહેતો. તેઓ થાકી જતાં ત્યારે તેમના ચાકરો મારા સઢને પવન ફુકો ભરી નાંખતા. તે વખતે ડાબી અથવા જમણી જે પાસે મારી મરજી પડે તે પાસે હું હંકારતો. જ્યારે એ બધું પુરૂ થઈ રહેતું ત્યારે "ગ્લમડેલક્લીચ" હમેશાં તેને પોતાના ઓરડામાં લઈ જતી. અને ખીલે સુકાવવા લટકાવતી.

આ કસરતમાં મને એક એવો અકસ્માત નડ્યો કે જે મારી જીંદગીનું જોખમ થઈ પડત. કારણ એક દિવસે એ ચાકરે તે વાવની અંદર મારી હોડી ઉતારી; પછી "ગ્લમડેલ ક્લીચ"ની મતીજીએ મને હોડીમાં બેસાડવાને આસ્તેથી ઉંચક્યો, પણ એટલામાં હું તેની આંગળીમાંથી સરી પડ્યો, અને જો તે બલી બાઈના બદનની અંદર બરાઈ રહેલી ટાંકણી ઉપર હું પડ્યો નહોત તો ચાળીસ ફીટ નીચે જમિન ઉપર ઝીકાત. ટાંકણીની અણી મારા ખમીસ અને પટાની વચમાં પેસી ગઈ હતી, તેથી "ગ્લ-

મડેલક્લીચે" આવીને મારો છુટકો ર્કો, ત્યાં સુધી હું ઉંચે કમરેમાંથી લટકાઈ રહ્યો.

બીજી વખતે મારી વાવ ત્રીજે દહાડે તાજા પાણીથી ભરવાનો જે ચાકરનો વારો હતો તેણે પોતાના માટલામાંથી બેદરકારપણે એક મોટા દેડકાને (વગર જોયે) પડવા દીધો. જ્યાં સુધી હું બોટમાં ઉતર્યો નહોતો ત્યાં સુધી તે દેડકો છાનોમાનો પડી રહ્યો. પણ પછી કંઈ વધારે સલામત જગ્યા જોઈ ઉંચે ચડ્યો; તેથી હોડી એક પાસે એટલી નમી ગઈ કે તેને ઉંધી પડતી અટકાવવા માટે મારા બધા જોરથી બીજી પાસે ઉભા રહેવું પડ્યું. દેડકો ઉપર આવ્યો ત્યાર પછી તેનો કુદકો હોડીની લંબાઈથી અરધો હતો તેને ખરાબ કાદવ ચોંટેલો હતો. ઘણીવાર તે મારા મોઢાપર દોડતો, અને તેથી મારાં કપડાં અને ચેહેરો બગડ્યાં. એના મોટા અવયવોને લીધે આપણી તો કલ્પનામાંએ ન આવે એવું ખોડ ખાપણ ભરેલું જનાવર તે લાગતું હતું. પછી મેં "ગલમેડલક્લીચ"ને કહ્યું કે એને તો હુંજ પુરો પડીશ; એક ફુંટી વડે થોડા વખત સુધી મેં એને તોબાની તાળી પોકરાવી, અને અંતે એને હોડીમાંથી કુદી બહાર જવું પડ્યું.

તે દેશમાં મને મોટામાં મોટો ભય ત્યાંના રસોઇયાના એક વાંદરાનો હતો. "ગલમેડલક્લીચ" કંઈ કામે કે મુલાકાતે જતી ત્યારે મારી પેટીએ તાળું દઇને જતી. હવા જરા ગરમ હતી તેથી પેટી, બારીઓ, તેમજ તેનું બારણું ઉઘાડું હતું. (હું મોટી પેટીની સગવડને લીધે ઘણું ખરૂં તેમાંજ રહેતો હતો.) મારા ટેબલ આગળ બેઠો બેઠો હું વિચાર કરતો હતો, તેવામાં પેટીની બારી આગળ કોઇને કુદતાં અને આમ તેમ દોડતાં મેં સાંભળ્યું. આથી મને બીક

તો બહુએ લાગી, પણ મારી જગ્યા છોડીને બહાર જો-
વાની મારી હિમત ચાલી નહિ. પછી મેં આ રમુજી પ્રા-
ણીને આમ તેમ કુદતાં જોયું. આખરે તે મારી પેટી
આગળ આવ્યો, અને દરેક બારી બારણા તરફ આનંદ
અને જીજ્ઞાસાથી તેણે જોવા માંડ્યું. મારા ઓરડા અથવા
પેટીના દૂરમાં દૂર ખુણામાં હું ભરાઈ ગયો. પણ વાંદરાની
નજર એવી તો ફરતી હતી કે આટલા તળે સરી જવાનું
મને ભાન પણ રહ્યું નહિ. થોડોએક વખત આમ તેમ
જોવામાં, ચીડવવામાં અને દાંતીયા કરવામાં કાઢ્યા પછી
આખરે તેણે મને જોયો અને પછી જેમ બિલાડી ઉંદર
જોડે રમેછે તેમ પોતાનો એક હાથ બારણામાં ઘાલી, હું
નાસી જતો તોએ તેણે મારા ડગલાની ચાળ પકડી મને
બહાર ખેંચી કાઢ્યો. (તે દેશના રેશમની તે ચાળ હતી,
તેથી તે બહુ જાડી અને મજબુત હતી.) મને પોતાના
જમણા હાથમાં લઈને, જેમ આ પ્રાણીઓ બીલાડીનાં
બચ્ચાં જોડે, ધાવ છોકરાંઓને ધવડાવવાનું કરેછે તેમ
મને પકડી રાખ્યો; અને છુટા થવાને જ્યારે મેં તરફડીયાં
માર્યાં ત્યારે મને એટલા તો જોરથી દાબ્યો કે મેં તેને તાબે
થવું ડહાપણ ભરેલું ધાર્યું. તે વારેઘડીએ પોતાના બીજા
પંજાથી આસ્તેથી મારો ચહેરો થાબડતો તેથી મને લાગ્યું
કે તેણે મને પોતાની જાતનું પ્રાણી ગણ્યું હશે. આવી
ગમતમાં કોઈ બારણું ઉઘાડતું હોય એવો સાદ આવવાથી
તે અટક્યો; અને ત્યાંથી, જે બારીઓથી તે આવ્યો હતો
તેના પરથી ત્રણ પગે પરનાળ અને નાળો કુદતો બીજા
છાપરા પર પહોંચ્યો, ત્યાં સુધી ચોથા પંજામાં પકડી મને
લઈ ગયો. મને બહાર લઈ જતો હતો તે વખતે "ગ્લમડે-
લકલીચ" ની ચીસ મેં સાંભળી. તે ગરીબ છોડી તો બા-

નજ ભુલી ગઈ. મેહેલના તે ભાગમાં ખળભળાટ થઈગયો ચાકરો નીસરણીઓ માટે દોડ્યા; દરબારમાંથી હજારો આદમીઓએ વાંદરાને એક છાપરાને છેડે, મને પોતાના એક હાથમાં લઈ બીજે હાથે પોતાના મોઢાની કોથળી-માંથી થોડુંએક ખાવાનું લઈ ખવાડતો, અને ન ખાઉં ત્યારે ધીમે ધીમે ધપ્પા મારતો જોયો. આથી કરીને નીચે ઉ-ભેલી ઠઠમાંથી ઘણાઓથી તો હસ્યા વિના રેહેવાયુંજ નહીં, અને તે દેખાવ મારા શિવાય બીજા બધાને એટલો તો રમુજ ઉપજાવનારો થયો કે તેમને ઠપકો આપવો હું દુરસ્ત ધારતો નથી. કેટલાએક લોકોએ વાંદરાને નીચે ઉતારવા પ-થરા ફેંકવા માંડ્યા; પણ તેઓને તરતજ અટકાવવામાં આવ્યા, કારણ નહીંતો મારૂં ભેજુંજ નીકળી જાત.

હવે નીસરણીઓ મુકવામાં આવી, એટલે કેટલાએક માણસો ઉપર ચઢી ગયા. પોતે આસપાસ ઘેરાઈ ગયોછે, એવું જોઈને તેનાથી ત્રણ પગે ન દોડાવાથી મને એક ન-ળિયા ઉપર પાડી નાંખ્યો, અને પોતે ત્યાંથી નાશી ગયો. અહીંયાં આગળ થોડા વખત સુધી જમીનથી ૫૦૦૦ ફીટ ઊંચે પવનના સુસવાટાથી, અથવા મારૂં ચિત ભ્રમણ થઇ જવાથી હમણાં પડીશ, હમણાં પડીશ, કે નળીયાપરથી છજાપર ગબડીશ, એવો વિચાર કરતો કરતો હું બેઠો હતો. પણ મારી માતૃકાનો ચાકર ઉપર ચઢી આવ્યો અને પો-તાના પાટલુનના ગજવામાં મુકીને મને તુરત નીચે ઉતાર્યો.

મારા મોઢામાં જે ખરાબ ખોરાક ખવડાવ્યો હતો તેથી તે તદન ભરાઈ ગયું હતું; પણ મારી વ્હાલી માતૃકાએ એક નાની સોય વડે મારા મોઢામાંથી તે ખોરાક કાઢી લી-ધો. પછી હું ઓક્યો તેથી મને સુખ થયું; પણ આ ખ-રાબ પ્રાણીએ મને દબાવ્યો હતો તેથી મારી પાંસળીઓ

એટલી તો દબાઈ અને ઘસાઈ ગઈ હતી, અને હું એવો તો નબળો પડી ગયો હતો કે આશરે એક પખવાડીયા સુધી મારે શયનાધીન રહેવું પડયું. રાજા રાણી અને સરવે દરબારીઓ મારી તબીયતની ખબર કઢાવતા હતા, અને મારી માંદગીના વખતમાં રાણીસાહેબ જાતે પણ આવી ગયાં હતાં. વાંદરાને મારી નાંખવામાં આવ્યો હતો, અને આવું પ્રાણી મેહેલની આસપાસ ન રાખવું એવો હુકમ કાઢવામાં આવ્યો હતો.

સારા થયા પછી રાજાએ મારા ઉપર જે મેહેરબાની બતાવી હતી તેનો ઉપકાર માનવા હું તેની પાસે ગયો, ત્યારે આ બાબત ઉપર તેણે મારો ખાસો રકાસ બનાવ્યો. તેણે મને પુછયું કે જે વખત વાંદરાએ તને તેના પંજામાં પકડ્યો હતો ત્યારે તારા મગજમાં શા વિચાર ઘુમતા હતા? તને ખાવાનું આપ્યું તે તેની ખવડાવવાની રીત તને કેવી લાગી, અને છાપરા પરની તાજી હવાથી તને કેવી ભુખ લાગી? આવી વખતે તારા દેશમાં હોય તો તું શું કરે? મેં જવાબ આપ્યો કે કોઈ કોઈ વખતે બીજી જગ્યાએથી નવાઈ દાખલ આવતા, તે શિવાય યૂરોપમાં બીજાં વાંદરાંજ નહોતાં ને તેઓ પણ એટલાં નાંનાં કે તેમાંનાં બારેકને તો હું એકલો પૂરો પડું. આ રાક્ષસી પ્રાણી ( ખરેખર તે હાથી જેવડું હતું ) જેની જોડે મારે હમણાં લડાઈ થઈ હતી તેની સાથે ડરના માર્યા વિચાર કરવાનો અને જ્યારે તેણે પોતાનો પંજો મારા ઓરડામાં ઘાલ્યો ત્યારે મારી તરવાર (આ વખતે મેં વિકરાળ ચહેરે મારી તરવારની મુઠપર હાથ નાંખ્યો ) નો ઉપયોગ કરવાનો મને વખત મળ્યો હોત તો પોતે જેટલી ઝડપથી અંદર હાથ નાંખ્યો તેથી વધારે ઝડપથી કાઢી લેવાની તેને

એક મજબુત જખમ લગાવીને હું જરૂર પાડત. આ એવા ઠંડા સાદે હું બોલ્યો કે જાણે પોતાની હીંમતનું કોઇના મનમાં ઓછું આવે એવી મારામાં અદેખાઈ હોય. પણ મારા ભાષણથી કરીને રાજાની જેટલી આબરૂ રખાય તેટલી રાખી તેની આસપાસનાઓ ખુબ હસ્યા.આથી કરીને મને એવો વિચાર આવ્યો કે જેઓ આપણી બરોબરીયા અથવા સરખાવવા જેવા પણ નથી તેની જોડે માન મેળવવાનો પ્રયત્ન કરવો તે કેવી અશક્ય વાત છે? પણ મારી ચાલ ચલણનો સાર વિલાયતમાં મારા પાછા ફર્યા પછી મ ઘણી વખતે જોયોછે કે જ્યાં આગળ કાંઇપણ કિતાબ, ભપકા અથવા અક્કલ વગરનો, ધિક્કારવા લાયક ચાકર, પોતે અગત્યનો માણસ દેખાવાને અને રાજ્યમાં મોટામાં મોટા અધિકારીઓનો બરોબરીઓ થવાને ભપકો રાખે છે.

દરરોજ હું કંઈ હસવા જેવી વાત કહેતો, તેથી "ગલમેડલકલીચ" જો કે તે મને ઘણું ચાહતી હતી તોપણ મારી બેવકુફાઈ ભરેલી વાતોથી રખેને રાજાસાહેબને ખોટું લાગે તે બીકે રાણીસાહેબને તે બધી વાત કહેતી. આ છોકરી જરા માંદી થઈ હતી તેથી તેની મેતીજી તેને આશરે શહેરથી ત્રીસેક માઈલ દુર એક જગ્યા છે (કે જ્યાં એક કલાકમાં જવાયછે) ત્યાં લઈ ગઈ.ખેતરની પગથી આગળ તેઓ ગાડીમાંથી ઉતર્યાં, ત્યાં આગળ "ગલમેડલકલીચે" મારી મુસાફરી પેટી નીચે ઉતારી એટલે મેં ફરવા માંડ્યું. રસ્તામાં ગાયના છાણનો પોદળો પડ્યો હતો તે કુદીજઇને મારી હુંશિયારી બતાવવાની ઇચ્છાથી હું તે કુદવાને આઘેથી દોડતો દોડતો આવ્યો; પણ કમનશિબે કુદકો બરોબર ન આવવાથી વચ્ચોવચ્ચ ઘુંટણ સુધી ચોંટી ગયો. જેમ તેમ કરીને હું ચાલતો ચાલતો તેમાંથી બહાર આવ્યો. હું ખ-

થો છાણવાળો થઇ ગયો હતો તેથી એક ચાકરે મને પો-
તાના રૂમાલથી સાફ કરી નાંખ્યો. આથી અમે જ્યાંસુધી
ઘેર આવ્યા ત્યાં સુધી મારે મારી પેટીમાં ભરાઈ રહેવું પ-
ડ્યું. આ બધાની ખબર તરતજ રાણીજીને આપવામાં
આવી હતી. ચાકરે તો આવાત બધા દરબારમાં વાત ફેલાવી
દીધી હતી, તેથી કેટલાએક દિવસ સુધી મને બધા
સજ્જડ બનાવતા.



# प्रकरण ६ ठुं.

રાજાસાહેબના દરબારમાં અઠવાડીયામાં હું એક બે
વખત જતો. મેં રાજાસાહેબને હજામત કરાવતાં
તો જોયા હતા, પણ એ દેખાવ ઘણો ભયંકર હતો, કારણ
કે અસ્ત્રો આપણા દાતરડાથી બમણો તો મોટો હતો. દે-
શની રીત પ્રમાણે અઠવાડીયામાં રાજાસાહેબ બે વખત
કલાઈ કરાવતા. હજામને સમજાવીને તેની પાસેથી સા-
બુનું થોડુંએક ફીણ લીધું, અને તેમાંથી આશરે ચાળીસ
પચાસ મજબુત વાળ વીણી કાઢ્યા, પછી એક લાકડાનો
નાનો કકડો લઇને મેં તેને કાંસકીના જેવો કાપ્યો અને
"ગ્લમડેલક્લીચ" પાસેથી એક નાનામાં નાની સોય લઈ
તેમાં બરાબર છેટે છેટે કાણાં પાડ્યાં. તેની અંદર મેં તે
વાળને મારા ચપ્પુવડે છોલીને અણીવાળા બનાવી એવી
કારીગરીથી ગોઠવ્યા કે તે મારે એક ઘણી સરસ કાંસકી
થઈ પડી. મારી પોતાની કાંસકીના દાંતા ભાંગી ગયા હ-
તા અને તે નકામી પડી હતી, તેથી આ ઠીક ઉપયોગી
થઈ પડી; કારણ આ દેશમાં કોઈ મને આવી અને આ-
ટલી નાની કાંસકી બનાવી આપનાર બીજો કારીગરે નહોતો.

આથી કરીને મારો ફુરસદનો વખત હું કેમ કાઢતો તે

કહેવાને મને સાંભરી આવેછે. મેં રાણીની દાસીને રાણીના વાળ સાચવી રાખવાનું કહ્યું હતું અને તે પ્રમાણે થોડા વખતમાં મને તેનો મોટો જથો મળ્યો. મારા કબાટ બનાવનાર દોસ્તદાર કે જેને મારે માટે નાનાં કામ કરી આપવાની પરવાનગી મળી હતી, તેને મળી મારી પેટીમાં બે નાની ખુરશીઓ હતી તેનાજ જેટલાં બે ખોખાં બનાવી લાવી આપવાને મેં કહ્યું. તેની અંદર પીઠ અને બેસવાના ભાગ ઉપર એક નાની આરીથી કાણાં પાડવાનું પણ કહ્યું. આ કાણાની અંદર વિલાયતની નેતરની ખુરશીઓ બનાવનારની માફકજ મેં મજબુત મજબુત વાળ લઇને કાણામાં પરોવ્યા. જ્યારે એ ખુરશી પુરી થઈ ત્યારે મેં તે રાજાસાહેબને બક્ષિસ કરી. તેમણે પોતાના ખાસ ઓરડામાં નવાઇની ચીજ તરીકે તેને રાખી અને ખરેખર જે સઘળાઓ તે જોતા, તેઓ એનાથી આશ્ચર્યજ પામતા. રાણીસાહેબે મને આ ખુરશી પર બેસવાનું ઘણુંએ કહ્યું, પણ મેં જવાબ આપ્યો કે હજાર વાર મરી જાઉં તો બેહેતર પણ આ કીમતી વાળ જે એક વખત તમારા માથા પર હતા તેના પર મારો ખરાબમાં ખરાબ ભાગ મૂકવાની મારી બીલકુલ મરજી નથી. આ બાલોની મેં એક નાની ખીસ્સી (Purse) બનાવી કારણ કે મારી બુદ્ધિ યાંત્રિક શક્તિઓ પર ઘણી દોડતી હતી. તે પાંચ ફીટ લાંબી હતી. તેની અંદર રાણીસાહેબનું નામ કોતર્યું હતું, અને રાણી સાહેબની રજાથી મેં "ગ્લમડેલક્લીચ" ને તે આપી દીધી. સાચું પુછાવો તો તે ઉપયોગ કરતાં ભપકામાં વધારે સારી હતી, કારણ એમાં મોટા સિક્કા રહી શકતા નહોતા, તેથી તે છોકરી તેને ગમતાં લેવાં નાનાં રમકડાં તેમાં રાખતી હતી.

રાજાસાહેબને ગાયનનો શોખ હતો, તેથી કેટલીક વ-

ખતે કચેરીમાં રાગ તાન થતાં, ત્યાં આગળ કોઈ કોઈ વ-
ખતે મને લઈ જતા હતા; અને તે સંભળાવવા મને ટેબલ
પર બેસાડતા. પણ અવાજ એટલો મોટો થતો કે હું રાગ
પારખી શકતો નહીં. હું ખાત્રીથી કહુંછું કે તમારા કાનની
પાસેજ આખા રાજાના લશ્કરના ઢોલ અને રણસીંગડા-
ઓ વાગે તો પણ તેની બરાબર થાય નહિ. મારી એવી
ટેવ હતી કે ગાનારાઓ બેસતા ત્યાંથી દુર મારી પેટી લ-
વડાવતો. પછી તેનાં બારી બારણાં બંધ કરતો, અને બારી
આગળના પડદાઓ નીચે ઉતારતો, ત્યારે તેમનું ગાયન
કાંઇક ઠીક લાગતું. મારા બચપણમાં મને સ્પીનેટ વગાડતાં
આવડતી હતી. "ગ્લમડેલક્લીચ" ના ઓરડામાં એક
હતી અને દર અઠવાડીઆમાં બે વખત તેને તે શીખ-
વવાને એક મેહેતાજી આવતો. હું તેને સ્પીનેટ કહુંછું, કા-
રણ કે તેવાંજ વાજાંને તે કાંઇક મળતી આવતી હતી,
અને તેને વગાડવાની રીત પણ તેજ હતી. મને એવો
વિચાર આવ્યો કે આ વાજાંની અંદર રાજારાણીને એ-
કાદ ઇંગ્રેજી ગાયન સંભળાવું તો ઠીક. પણ આ કામ બહુ
મુશ્કેલ હતું, કારણ કે તે વાજું સાઠ ફીટ લાંબું હતું અને
દરેક કુંચી એકએક ફીટને અંતરે હતી, તેથી કરી મારા
બે હાથ પોહોળા કરતો ત્યારે માંડમાંડ હું પાંચ કુંચીને
પહોંચી શકતો. તે દાબવાને મારે જોરથી એક મુક્કી મા-
રવી પડતી. આ કામ મને ઘણું કઠણ થઈ પડે અને તેનો
બરાબર ઉપયોગ પણ થાય નહીં, તેથી મેં આ રીત શોધી
કાઢી; બે મોટા ડાંડા જેટલી ગોળ લાકડીઓ તૈયાર કરાવી
તેઓને એક છેડેથી ખુબ જાડે રાખી. તે છેડા ઉપર મેં
ઊંદરની ચામડી લપેટી, કારણ કે આથી કરીને કુંચીઓ
જલદી ખરાબ થઈ જાય નહીં, એટલુંજ નહિ પણ સાદમાં

પણ કાંઈ વાંધો આવે નહિ. તે વાજાંની પેટી પાસે કું-
ચીઓથી ચાર ફીટ નીચે એક બાસ્ટી મૂકી, તેના પર
હું ચઢ્યો. હું ખુબ જોરથી મારી બે લાકડીઓથી બરોબર
કુંચીઓ દાબતો, એક એક બાજુએ આમ તેમ દોડતો;
અને એવી રીતે જેમ તેમ કરી "જીગ" રાગ વગાડવાનો
યત્ન કર્યો. આથી રાજા રાણી બેઉ ખુશી થયાં; પણ આ
કસરત તો મને બહુ ભારે થઇ પડી; તે છતાં પણ સોળ
કુંચીથી હું વધારે દાબી શકતો નહિ, અને તેથી બીજા
ગવૈયાની માફક જાડો અને ઝીણો સાદ કાઢી શકતો નહિ.
આથી કરીને મારૂં ગાયન કાંઈ બરોબર ઉતર્યું નહિ.

આગળ કહ્યા પ્રમાણે રાજા અક્કલવાન પુરૂષ હોવાથી
ઘડીએ ઘડીએ મારી પેટી મંગાવી મને પોતાના દિવાન-
ખાનામાં મારી ખુરશી પોતાના ટેબલ પર મૂકાવી, પોતા-
નાથી આશરે ત્રણ વાર દૂર બેસાડતો. આથી હું અને તેનો
ચેહેરો બેઉ સરખી ઊંચાઈમાં આવી રેહેતાં. આ રીતે
મારે અને તેને કેટલીએક વાતચિત થઈ. મેં એક દિવસે
ખુલ્લા દિલથી રાજાને કહ્યું કે તમારામાં આટલા બધા
સારા ગુણો છે, તે છતાં તમે યુરોપ અને દુનિયાના બીજા
ભાગોને ધિક્કારોછો તે ઠીક નહિ. શરીરના કદ પ્રમાણે કુ-
દરતે અક્કલ વહેંચેલી માલમ પડતી નથી. આથી ઉલટું
અમારા દેશમાં તો ઘણા ઊંચા આદમીઓ ઘણી ઓછી
બુદ્ધિના હોયછે. બીજાં પ્રાણીઓમાં મોટા પશુ કરતાં મ-
ધમાખ અને કીડીઓ જેવાં નાનાં પ્રાણીઓમાં ઉદ્યમ,
હુન્નર અને વિચારના ઘણા સારા ગુણો હોયછે. મને આપ
સાહેબ નજીવો ગણોછો તેથીજ હું આશા રાખુછું કે હું
કોઈ દિવસ આપને ઉપયોગી થઈ પડીશ. રાજાએ મારી
વાત ધ્યાનપૂર્વક સાંભળી, અને તેથી આગળ કરતાં તેના

મનમાં મારા વિશે સારો વિચાર આવતો ગયો. તેણે કહ્યું તારાથી જેટલું બની શકે તેટલું બારીક વર્ણન વિલાયતના રાજ્ય કારભારનું તું મને આપ, કારણ કે રાજાઓ હમેશાં પોતાના દેશના ધારાઓને વધારે ચઢાવ છે, (મારી આટલી વાતચિતથી તેણે બીજા રાજાઓ વિષે એવું અનુમાન કર્યું હતું.) તેથી જે કંઈ ચીજ નકલ કરવાલાયક હોય તે સાંભળવા તેઓ ઘણા ખુશી હોયછે.

ભલા વાંચનાર તું વિચાર કર કે આ વખતે જે દેશની અંદર આટલા બધા ગુણ અને સુખ છે તેવા મારા દેશના વખાણ કરવાને મારે "ડીમોસ્થનિસ" અથવા "સિસેરો"ના જેવા વકતૃત્વની કેટલી જરૂર હતી !

મ શિરૂ કર્યું કે અમારા રાજ્યના બે બેટ છે; અને તેને તાબે ત્રણ મોટા મુલક છે; તે શિવાય બીજાં અમેરિકાનાં કેટલાંક સંસ્થાનો છે; તેના બધાનો એક રાજા હોય છે. મેં આપણી જમિનની ફળદ્રુપતા વિષે અને આપણી હવાની શીતોષ્ણતા વિષે લંબાણથી વાત કરી. પછી ઇંગ્રેજી પાર્લામેન્ટના બંધારણ વિષે બોલવા માંડ્યું; તેમાનો એક ભાગ અમીર આદમીઓનો બનેલો હોયછે. તેનું નામ "હાઉસ ઓફ લાર્ડસ" કહેવાયછે. તેઓ ઉંચા કુળનાછે. અને ઘણાજ જૂના વખતથી ઉતરી આવેલા હોયછે. રાજા અને રાજ્યના સલાહકાર થવાને જે ગુણો જોઇએ તે ગુણોમાં, લશ્કરી કળામાં, અને વિદ્યામાં, તેમને અપાતી કેળવણી વિષે મેં પૂર્ણ ધ્યાન આપી સવિસ્તર વર્ણન કર્યું. મેં કહ્યું કે કાયદા બાંધવામાં તેઓનો ભાગ હોયછે, અને તઓની તે સભાપર અપીલ થઇ શકતી નથી; કારણ તેમાં મોટા મોટા જડજો હોયછે અને તેઓ પોતાના રાજ્ય અને રાજાને માટે પોતાની શુરવીર વર્તણુક અને

વફાદારીથી રક્ષણ કરવાને હમેશાં તૈયાર હોયછે. તેઓ રાજાનો મુખ્ય ટેકો અને શણગાર ગણાયછે. તેઓના અસલના પ્રખ્યાત બાપદાદાના લાયક અનુયાયિનોનાં માન, તેમના સદ્ગુણના ઈનામ જેવાંછે; અને આ રસ્તેથી તેમનાં છોકરાં છૈયાં પણ બીજે રસ્તે જઈ કદી પણ બગડતાં નથી. આ સાથે વળી તે સભાના સભાસદ તરીકે પાદરીના ઇનસાફથી કેટલાએક પવિત્ર આદમીઓને રાખવામાં આવેછે; તેઓનું મુખ્ય કામ ધર્મ સાચવવો અને લોકોને તેનો બોધ આપવો. તેમને આખી પ્રજામાંથી રાજા અને તેના બુદ્ધિમાન સલાહકારો ઘણી મેહેનતે ચુંટી કાઢેછે. આ ધાર્મિક પુરૂષોની અંદર કેટલાએક ધર્મની કેળવણીની અંદર ઘણા ઉંડા જઇને, પોતાની જીંદગી પવિત્રાઇથી ગાળવાને માટે ઘણી યોગ્ય રીતે પ્રખ્યાત થયેલા હોયછે. તેઓ ખરેખર લોકોના તેમજ પાદરીઓના ખરેખરા ધર્મ પિતા ગણાયછે.

પાર્લામેન્ટનો બીજો ભાગ આમની સભાનો બનેલો છે; તેની અંદર આખી પ્રજાના પ્રતિનિધિ તરીકે પોતાના દેશાચાર અને સદ્ગુણોથી કરીને, લોકો, ખરેખરા સદ્ગૃહસ્થોને બીન હરકતે ચુંટી કાડેછે. આ બે વિભાગો સંયુક્ત થઇ યુરોપની એક ઘણી અગત્યની સભાને જન્મ આપેછે. તેને રાજાની સંમતિથી દેશનો બધો કારભાર સોંપાયલોછે.

પછી મેં અદાલતની વાત ચલાવવા માંડી. મેં કહ્યું કે આદમીઓના હક્ક અને માલ મિલકતના ઠરાવો કરવા, તેમજ નિર્દોષના રક્ષણ માટે દોષિતને સજાએ પોહોચાડવા માટે કુલીન, ડાહ્યા, કાયદા સમજનારા ન્યાયાધિશ બીરાજેછે. મેં આપણી ત્રીજોરીના ડહાપણ ભરેલા કારભારનું વર્ણન કર્યું, તેમજ આપણા દરિયાઈ અને ખુશકી લશ્કરની બહાદુરી અને ગુણનાં વખાણ કર્યાં. ધર્મની જૂદી જૂદી

જાતમાં, અને રાજ્ય કારભારી ટોળીઓમાં હજારો-લાખો આદમીઓ છે, એમ કહીને આપણી વસ્તી વિષે મેં તેને ઠીક ચિતાર આપ્યો. રમત ગમત તથા બીજા મારા દેશનું માન વધારનારી એકે ચીજ છોડી દીધી નહિ, અને છેલ્લે આશરે પાછલાં સોએક વરસનો ઈંગ્લાંડના રાજ્ય કારભારનો ઇતિહાસ કહીને મેં મારી વાત બંધ કરી.

આસરે પાંચેક વખત હું રાજા પાસે આવ્યો હઇશ; અને ત્યાં કેટલાક કલાક ગાળ્યા ત્યારે આ વાતનો છેડો આવ્યો. હું જે કાંઈ બોલતો તે રાજાજી ધ્યાન પૂર્વક સાંભળતા, એટલુંજ નહીં પણ કેટલીએક વખત તે લખી લેતા, અને મને કેટલાએક સવાલો પુછવાને કેટલુંક ટાંચણ પણ કરતા.

જ્યારે મારી આ લાંબી વાત પુરી થઈ ત્યારે છેલ્લી વખતે પોતાની નોંધમાં જોઇને રાજાએ દરેક વિષય ઉપર કેટલાએક શક અને વિરૂદ્ધ વિચાર બતાવ્યા. તેણે પૂછ્યું, તમારા અમિરના જુવાન છોકરાઓના મન અને તન તમે શી રીતે કેળવો છે? અને તેઓનો પેહેલા અને શિખવા લાયક ભાગનો તમો શો ઉપયોગ કરોછો? જ્યારે અમિર ઉમરાવોનું કુળ નાબુદ થઈ જશે ત્યારે તે સભામાં તમે કોને બેસાડશો? જેઓને નવા અમીરો બનાવેછે તેમનામાં શા શા ગુણ જોઇએ? કદી રાજાનો વિચાર હજુરી બીને થોડા પૈસા આપવાનો અથવા લોકોની સામે કોઈ ટોળી મજબુત કરવાનો થાય, તો તેનો તે વિચાર કામ આવતો કે નહિ? આ અમિરોને તેઓના દેશના કાયદાનું શું જ્ઞાન હોયછે અને તેઓના જાતિ ભાઈઓની માલમતા ઉપર ન્યાય આપવા માટે શક્તિમાન થવાને જ્ઞાન તેઓ કેમ મેળવતા? તેઓના અંદર લોભ, પક્ષપાત, તંગી વિગેરે લાંચ

અથવા બીજા કાંઈ ગજવું ભરી શકાય એવા ગુણ હોયછે કે નહિ? જે પવિત્ર માણસો વિષે તમે વાત કરી તેઓની પાયરી હમેશાં તેઓના ધાર્મિક જ્ઞાન અને પવિત્ર જીંદગીને લીધેજ વધારવામાં આવતી કે કેમ? જ્યારે તેઓ સાધારણ પાદરીઓ હતા ત્યારે વખતને અનુસરી તેઓ ચાલતા કે નહિ? અથવા કોઈ અમીરના ગુલામ જેવા પાદરીઓ જેઓના વિચાર હમેશા ખુશામત કરવાના હોય તેઓ સભામાં દાખલ થયા પછી નિયમાનુસારી થતા કે નહિ?

પછી તેણે પૂછ્યું કે જે આમની સભા કહેવાયછે તેના સભાસદ પ્રસન્ન કરવામાં શુંશું યુક્તિયો કામે લગાડાયછે? કોઈ અજાણ્યો પુરૂષ, ખિસ્સે ભરપુર, પોતાના ક્ષેત્રપતિ અથવા પાસેના લાયક આદમીને છોડીદઈ હલકા લોકોના મત પોતાની તરફ લઈ આવી શકે કે નહિ? એનું શું કારણ કે આ સભાની અંદર બેસવાને માટે લોકો ગાંડા થઈ જાયછે? આની અંદર જે ખરચ અને મહેનત પડેછે તે, તેમજ કાંઈ પણ પગાર અથવા પેનશન શિવાય તેઓના કુટુંબનો નાશ થઈ જાયછે તે વાત મેં તને કહી. આ એક એવો સ્વતંત્ર જુસ્સો, અને સદ્‌ગુણનો પાયો જણાયો કે રાજાએ તેની સચ્ચાઈ પર શક લાવવા માંડ્યો. આ આતુર આદમીઓને પૈસાનો જે વ્યય થતો અને મેહેનત પડતી, તેનો બદલો લેવાને, તેઓ આ ખરાબ રાજ્યસભા તથા નિર્બળ અને દુર્ગુણી રાજા જોડે લોકોના સુખનો ભોગ આપી, ગજવાં ભરેવાનો વિચાર રાખેછે કે નહિ? તે પોતાના સવાલ વધારતોજ ગયો, અને આ મથાળા તળેના દરેક ભાગની અગણિત વિરૂદ્ધતા અને સવાલો લાવી એટલા તો ખુલાસા તેણે પૂછ્યા કે અહીં આગળ તે બધાનું વર્ણન કરવું હું સગવડ યા ડહાપણ ભરેલું ધારતો નથી.

મેં અદાલત વિષે કહ્યું હતું તેની અંદર રાજાસાહેબે મને કેટલું એક પૂછ્યું. આના જવાબ હું સારી રીતે આપી શક્યો, કારણ કોર્ટની અંદર આગળ હું એક લાંબો કજીઓ હારી ગયો હતો, અને મારે તેની કિમતનો ખરચ પણ આપવો પડ્યો હતો. તેણે પૂછ્યું કે સાચું અને ખરૂં તપાસવાને તમને કેટલો ખરચ અને વખત લાગેછે? વકીલો અને વક્તાઓને સાધારણ રીતે ગેરઇનસાફી, ચીડીયા અથવા મગજ દુખવી નાંખે એવા કેસમાં વકીલાત કરવા દીઓછો? તેઓ ઇનસાફ કરતી વખતે ધાર્મિક યા રાજ્યદરબારી ટોળીનો મનમાં કંઇ વિચાર લાવેછે? વકીલોને ખાસ કાયદાનુંજ જ્ઞાન આપવામાં આવેછે કે દેશ પ્રજા અને તે શેહેરની રીતભાતનું પણ જ્ઞાન આપવામાં આવેછે? જે કાયદાઓ પ્રમાણે તેઓ ચાલતા તેમાં જયારે મરજી પડે ત્યારે વધારો કરતા યા કાઢી નાંખતા કે કેમ? તે ઘડવામાં તેમનો યા તેમના ન્યાયાધિશનો કાંઇપણ ભાગ હોયછે? કદી જુદે જુદે વખતે તેઓએ એકજ કેસમાં તેના લાભમાં, અથવા તેથી ઉલટા ઉલટા દાખલા લાવી, વકિલાત કરી છે? તેઓ ગરીબ છે કે તવંગર? તેઓને પોતાની વકીલાત યા પોતાના મતના કંઇ પૈસા મળે છે કે નહિ! અને ખાસ કરી નીચલી સભાઓમાં તેઓ દાખલ થઇ શકેછે કે નહિ?

પછી તેણે આપણી ત્રીજોરીની વાત ચલાવી. તેણે ધાર્યું કે કદાચિત હું ભુલતો હઇશ, કારણ કે મેં આશરે દરેક વર્ષે પચાસ સાઠ લાખના કર છે, એમ કહ્યું હતું. જ્યારે ઉપજ ખરચની વાત પર આવ્યા ત્યારે તો તે આશરે તેનાથી બમણી થઇ; તેણે કહ્યું કે આ બાબતમાં મારી લીધેલી નોંધ ઘણી ઉપયોગી થઇ પડશે. કારણ તમારા કામકાજનું જ્ઞાન મને કામ આવશે એટલુંજ નહિ, પણ

મારી પોતાની ગણત્રીમાં પણ હું છેતરાઇશ નહિ. મેં તેને જે કાંઈ કહ્યું તે બધું તે સાચુંજ માનતો, તો પણ કોઈ ખાનગી માણસની માફક રાજ્યનાં તળીયાં ખાલી કેમ થઇ જાયછે તે તે સમજી શક્યો નહિ. તેણે પૂછ્યું; તમને ધીરધાર કરનાર કોણ છે, અને તેમને આપવાને પૈસા ક્યાંથી મળેછે? મેં જ્યારે ભારે અને ખરચાળ લડાઇની વાત કરવા માંડી, ત્યારે તે અજાએબ થયો અને કહ્યું કે કાંતો તમે ઘણી કજીયાખોર પ્રજા હશો, યા તો તમારા પાડોશીઓ બહુ ખરાબ હોવા જોઇએ; અને તમારા સેનાધિપતિઓ તો તમારા રાજાના કરતાં વધારે પૈસાદાર હોવા જોઇએ. તેણે કહ્યું કે વેપાર, સલાહ, અથવા તમારા નાકા સૈન્ય વડે તમારા કિનારાનું રક્ષણ કર્યા શિવાય બીજું તમારા બેટ પર તમારે શું કામ કરેવાનું છે? જ્યારે ભાડુતી લશ્કરે અને સ્વતંત્ર લોકો સલાહના વખતમાં રાખવાની વાત કરતાં તેણે મને સાંભળ્યો, ત્યારે તે ઘણો અજાયેબ થયો. તેણે કહ્યું કે જો તમારી પોતાની સલાહથી અને તમારા પ્રતિનિધીઓથીજ તમારા ઉપર રાજ ચલાવાય છે, તો તમે કોનાથી બીઓછો, અગર તમારે કોની સાથે લડવુંછે, તે હું સમજી શકતો નથી! કોઈ ખાનગી માણસના ઘરનું, થોડા પૈસા માટે થોડાએક લુચ્ચા આદમીઓ, કે જેઓ પોતાનાંજ ગળાં કાપી તે વડે વધારે પૈસા મેળવે, તેનાથી રક્ષણ થાય, તેના કરતાં પોતાથી પોતાના છોકરાંથી, અને પોતાના કુટુંબથી વધારે સારી રીતે રક્ષણ થઈ શકે.

મારા વિચિત્ર જાતનાં "અંકગણીત" (કારણ કે તે એમજ કહેતો હતો.) થી તેને બહુ હસવું આવ્યું. કારણ કે રાજ્ય દરબારી અને ધાર્મિક જાતોથી મેં લોકોની વસ્તિ

કહી હતી. તેણે કહ્યું કે જે લોકો પ્રજાથી સામા વિચારના છે તેમને પોતાના વિચાર ફેરવવા, યા વિચારની પરીક્ષા કરવાની ફરજ કેમ પાડવામાં આવતી નથી? આમાંનું પેહેલું કરવું એ રાજનું જુલમી પણું બતાવેછે, તેમજ બીજું તે રાજની નિર્બળતા બતાવેછે; જેમકે કોઈ આદમીને પોતાના ઘરમાં છાની રીતે ઝેર રાખવા દેવું પણ દવા તરીકે વેચવા દેવું નહિ.

તેણે કહ્યું કે તારા ખાસ વ આમ (અમીરો અને સાધારણ લોકો) ની રમતમાં તેં જુગાર કહ્યો છે. તેણે પૂછ્યું કે આ રમતનું મુળ ક્યાં છે? અને તેનો પ્રચાર ક્યારથી થવા માંડ્યો છે? એમાં તેઓનો કેટલો વખત જાયછે? કોઈ વખતે રમત એટલી બધી ચાલેછે, કે કદી તેઓની માલમિલકતને તેથી નુકસાન થાય? નીચ દુર્ગુણી લોકો પોતાના આ હુન્નરમાં લુચ્ચાઇથી તવંગર થાયછે કે નહિ? અને મોટા મોટા અમિરોને પોતાના તાબામાં રાખેછે કે નહિ? યા તો બીજા ખરાબ આદમી જોડે તેમને દોસ્તી કરાવેછે કે નહિ? તેઓના મનમાંથી સુધારાનું બીજ ઉખેડી નાંખેછે કે નહિ? અને તેમને જે નુકસાન થાય તેથી બીજાઓ ઉપર ઠગાઈ અજમાવતાં શીખેછે કે નહિ?

ગઈ સદીના અમારા કારભારનો જે ઇતિહાસ મેં તેને આપ્યો, તેથી તેતો તદ્દન તાજુબજ થઈ ગયો. તેણે કહ્યુંકે એ કાંઇજ નહિ, પણ સારી પેઠે બળવા, ખુન, કતલ, રાજ્યની ઉથલપાથલતા, દેશ નિકાલ અને લોભ,; મિથ્યા ધર્માભિમાન, ઠગારાપણું, ક્રુરતા, ગુસ્સો, ગાંડાપણું, ધિક્કાર, અદેખાઇ, કામવિકાર, ઇર્ષા, અને રાજ્ય લોભની ખરાબમાં ખરાબ અસર હતી.

બીજી વખતે રાજાસાહેબે જે મેં કહ્યું હતું તે પાછું

બોલી જવાની તસ્દી લીધી. તથા જે સવાલ જવાબ થયા હતા તે સરખાવ્યા પછી મને પોતાના હાથમાં લઈ ધીમે ધીમે થાબડીને નીચલા શબ્દો બોલ્યા; આ શબ્દો તથા તેની બોલવાની છટા હું કદી ભુલીશજ નહિ. "મારા નાના દોસ્તદાર **ગ્રીલડ્રીગ** ! તેં તારા દેશને ઘણોજ વખાણ્યો છે. તેં સારી રીતે બતાવી આપ્યુંછે કે કાયદા બાંધનાર થવાને માટે અજ્ઞાનતા, આળસ, અને દુર્ગુણતા એ જેવા જોઈએ તેવા ગુણો છે. કાયદાની કલમોને જે લોકો પોતાની બુદ્ધિબળે ઉલટાવે છે, તેમાં ગડબડગોટા વાળેછે, યા ઉડાવેછે, તેમનાથીજ તે ઉત્તમ રીતે સમજાયછે, તેનો ખુલાસો થાયછે, અને બરાબર લાગુ પાડી શકાય છે. મને માલમ પડેછે કે તમારી રૂઢીઓને માટે આગળ કાંઈક સારો પાયો હશે, પણ તેમાંનું અરધું ઉડીગયું છે, અને બાકીનું દુર્ગુણતાથી છેકજ બગડી ગયું છે. તેં બધું કહ્યુંછે તે ઉપરથી માલુમ પડેછે કે રાજ્યમાં કોઈપણ જગ્યા મેળવવાને માટે એકજ સંપૂર્ણતા જોઇએ છે; પણ તેથી ઉલટું માણસોને તેઓના સદ્ગુણને લીધે, ધર્મગુરૂઓને તેઓની ધર્મ શ્રદ્ધા યા વિદ્યાને લીધે, સિપાઇઓને તેઓની બહાદુરીને લીધે, ન્યાયાધિશોને તેઓના પ્રમાણિકપણાને લીધે, રાજ્ય સભાસદને તેઓના દેશના પ્રેમને લીધે, અને સલાહકારોને તેઓના ડહાપણને લીધે ઊંચી પાયરીએ ચઢાવવામાં આવેછે. તારે પોતાને માટે તો હું આશાજ રાખુછું કે, તેં તારી ઘણીખરી જીંદગી મુસાફરીમાં ગાળીછે, તેથી તુ તે દુર્ગુણોમાંના ઘણાથી છુટો હોઈશ; પણ તેં જે વર્ણન આપ્યુંછે, અને મેં તારી પાસેથી જે જવાબ કઢાવ્યાછે તે ઉપરથી હું તો એવોજ નિશ્ચય કરૂંછું કે કુદરતે જમીનની સપાટી ઉપર જો નીચમાં નીચ

અને અદેખાં નાનાં પ્રાણીઓ રહેવા દીધાં હોય તો તે તારાજ દેશીઓ છે.



# प्रकरण सातमुं.

**સચાઈના** પ્યાર શિવાય મારી વાતનો આ ભાગ છુપાવવા મને કાંઈ બીજું કારણ નહોતું. મારો ગુસ્સો તો તે લોકોની મશ્કરી હતી. અને જ્યારે મારા ભલા દેશને માટે આવું ભુંડું બોલાતું, ત્યારે મારે ખામોશી રાખવાની જરૂર પડતી. હું તેમજ મારી વાતનો કોઈ પણ વાંચનાર આવો વખત આવ્યો તેને માટે નક્કી દિલગીર થશે; પણ આ રાજા દરેક બાબતમાં એટલી પુછપાછ કરતો કે સભ્યતા અથવા ઉપકારને લીધે તેને કાંઈ પણ સંતોષ ન આપવો એ મને ઠીક લાગ્યું નહિ. મારા પોતાના બચાવ વિષે હું એટલું તો કહી શકુંછું કે તેના ઘણાખરા સવાલો મેં ઉડાવ્યા; અને જેમ બને તેમ સચ્ચાઈ ઝાઝી ન રાખતાં ધીમે ધીમે તેના દરેક સવાલનો હું વધારે સારો પ્રત્યુતર આપતો; હમેશાં મારા દેશને માટે મેં વખાણ ભરેલું પક્ષપાતપણું કર્યુંછે કે જેને માટે ડાયોનિશોયસ, હલીકાર અને સેન્સીસ આટલીબધી ઇતિહાસકર્તાને ભલામણ કરેછે. મેં મારા રાજ્યબંધારણની ખોડખાપણ સંતાડી, તેના સદ્‌ગુણ અને ખુબસૂરતીને જેમ બને તેમ વખાણ્યાં. આ કામમાં રાજાજીની સાથે હું ખરા અંતઃકરણથી પ્રયત્ન કરતો હતો, પણ મારે કમનશિબે હું તેમાં ફતેહ પામ્યો નહિ.

પણ જે રાજા દુનિયાના બીજા ભાગોથી એકલપેટો રહેછે, અને તેથી બીજી પ્રજાઓની અંદર જે ચાલચલણો અને રીતભાતો ચાલેછે તેથી તદ્દન અજાણ્યો રહેછે,

તેણે આવી વાતો ઝાઝી ધ્યાનમાં લાવવી જોઇએ નહિ. આ જ્ઞાન તેનામાં નહિ હોવાથી ઘણા ખરાબ વહેમો અને થોડુંજ વિચારવાની શક્તિ તેનામાં આવેછે, જેમાંથી યુરોપના વધારે સારા દેશો તદ્દન બાતલ રહેછે; અને જો આટલે દૂર રહેનારા રાજાના સદ્ગુણ અને દુર્ગુણ વિષેના વિચારનો દાખલો આદમી જાતને અપાય,તો તે ઘણું ખોટું કહેવાય.

મેં જે કહ્યુંછે તેની મજબૂતીમાં અને કેદ થઈ ગયેલી પ્રજાની કંગાળ સ્થિતિ વિષે હું અહિયાં થોડુંએક લખીશ, પણ તમે તો તે માનશોજ નહિ. રાજાની મેહેરબાની મેળવવાને માટે મેં તેને કહ્યું કે આશરે ત્રણશેં ચારશેં વરસ થયા એક જાતની ભુકી શોધી કાઢવામાં આવી છે, જેના મોટા ઢગલાની અંદર કદી દેવતાની ચીણગારી પડે તો આકાશના ગડગડાટના કરતાં પણ મોટા અવાજથી કદી એક પર્વત હોય તો તેને પણ એક ક્ષણમાં ઉરાડી દે છે. પીતળ અથવા લોઢાની પોકલ નળીની અંદર જો આનો થોડોએક જથો ભરવામાં આવે તો તે લોઢું અથવા સીસાના ગોળાને એટલા જોરથી ફેંકશે કે તેની સામા ઉભા રહેવા કોઇપણ હિમત ધરશે નહિ. આમાંના કદી મોટામાં મોટા ગોળા ફેંકવામાં આવે તો તે આખા લશ્કરની ટુકડીઓનો નાશ કરેછે, એટલુંજ નહિ પણ મોટામાં મોટી કીલ્લેબંદી દીવાલને પણ જમિનદોસ્ત કરેછે. હજારો આદમીઓ સાથે મનવારોને દરિયામાં બુરાડી નાંખે છે. પણ જો તે સાંકળથી જોડાયલી હોય તો તેના સઢ અને ડોલ કાપી નાંખે છે. આદમીઓને અધરથી ઉરાડી મૂકે છે, અને સઘળે ઉજ્જડતાનો વરસાદ વરસાવે છે. અમે ઘણી વખત લોઢાના પોકળ ગોળાઓની અંદર આ ભુકાને

મૂકીએ છીએ. પછી કોઈ શેહેર જેને અમે ઘેરો ઘાલવાના હોઈએ તેના ઉપર ફેંકીએ છીયે, તેથી રસ્તાઓ તૂટી પડે છે, ઘરો ભાંગી જાયછે, અને તે ગોળા ફુટી તેના કકડા દરેક બાજુએ ઉડી જે કોઈ પાસે આવેછે તેનું મગજ તોડી નાંખે છે. મને આના બધા ભાગોનાં પ્રમાણ બરાબર માલમ છે; તેઓ સોંઘા અને સાધારણ છે; મને તે ભેગાં કરવાની રીત આવડેછે, અને તમારા રાજ્યની બધી ચીજોના પ્રમાણમાં આ તોપો બનાવવા હું કારીગરોને બતાવી શકીશ; કારણ મોટામાં મોટી તોપ સો ફીટ કરતાં વધારે જોઇશે નહિ. આમાંની વીશ ત્રીશેક તોપોની અંદર બરાબર દારૂ ગોળા ભરશો તો જે કોઈ તમારે તાબે નહિ રહે તેના મોટામાં મોટા કીલ્લાઓ અથવા તો આખી રાજ્યધાનીને પણ થોડા વખતમાં ઉરાડી મૂકશો. આપના સાહ્ય અને રક્ષણ તળે મારા ઉપર જે આટલી બધી મેહેરબાની થઇછે, તેના નમનતાઈ ભરેલા બદલામાં આ એક નજીવી ચીજ આપવા મારી ખુશી છે.

મેં આ ભયંકર યંત્રોનું જે વર્ણન આપ્યું અને મેં જે દરખાસ્ત કરી, તેથી રાજાજી તો સડકજ થઈ ગયા. પછી એવું બોલ્યાકે મારા જેવું નજીવું અને બાયલું પ્રાણી આવા અમાનસિક વિચાર કરી શકે છે! અને તે પણ એવી સારી રીતે કે આવા નાશકારક યંત્રોથી ઉજ્જડતા અને ખુના મરકીનો જે દેખાવ થાય તેનાથી તેને કાંઇ પણ અસર થયા શિવાય! આવાં પ્રાણીથી હું અજાએબ થાઉછું; આ યંત્રોનો બનાવનાર કોઈ ભૂત પલીત યા તો મનુષ્ય જાતિનો મોટો દુશ્મન હોવો જોઈએ. તેણે કહ્યું કે મને કુદરત યા હુન્નરની નવી શોધોનો ઘણોજ શોખ છે, પણ આવી ગુહ્ય ચીજોને ઉત્તેજન આપવા કરતાં મારૂં અર્ધું જ્યાર

ખોવા હું ખુશીછું; અને તેણે મને કોઈના પણ મોઢા આ-
ગળ, જો મારી જીંદગીની મને કાંઇ પણ દરકાર હોય તો,
આ વાત કરવાની તદ્દન ના કહી.

જે રાજા દરેક ગુણ, માન, પ્યાર, અને કીર્તિને લાયક
છે, તે રાજાના ઉપર આવા સાંકડા વિચાર અને મતની
અસર થાય એ નવાઈ જેવી વાત છે. ઘણા ડહાપણ અ-
ને અજાયેબ જેવી અક્કલવાળો, પોતાની પ્રજાથી પૂજા-
યલો રાજા, વિલાયતમાં તો જેના વિષે આપણને કાંઈ વિ-
ચારે નથી, તેવા નકામા વહેમથીપોતાના લોકોના નશીબ,
સ્વતંત્રતા, અને જીંદગીના રાજા થવાની આવી સારી તક
પોતાના હાથમાંથી જવાદે છે, એ પણ એક નવાઈ જેવી
વાત છે. જેથી કરીને દરેક ઈંગ્રેજી વાંચનારના મનમાં તે-
ના વિષેનો મત ઘણો નબળો થઈ જાય, તેવી રીતે હું
કંઈ તે રાજાના ગુણોનું ખરાબ કહેવા ચહાતો નથી; પણ
આ ખોડ તો તેઓની અજ્ઞાનતાથીજ છે; કારણ કે યૂરોપની
અંદર જેમ રાજ્ય કારભાર તે એક વિદ્યા થઈ પડી છે,
તેમ હજી તે લોકોમાં થયું નથી. એક દિવસે રાજા જોડે
વાત કરતાં મેં કહ્યું કે રાજ્યકારભાર ચલાવવા વિષે તો અ-
મારા અંદર હજારો ચોપડીઓ રચાએલી છે; આથી ક-
રીને ( મારા વિચારથી ઉલટું ) આપણી અક્કલ વિષે તેને
ઘણો હલકો વિચાર આવી ગયો. તેણે એમ કહ્યું કે રાજા
યા વજીર તરીકે હું સઘળી ગુહ્યતા, સુધારો અને તર્કટને
ધિક્કારૂં છું. જ્યારે રાજ્ય કારભારમાં શત્રુ યા બીજી પ્રજા
નહિ હોય ત્યારે રાજ્ય ગુહ્યતા શેને સમજવી ? તેના પોતા-
ના વિચાર પ્રમાણે રાજય કારભારની હદ બહુજ સાંકડી
હતી; તે એવીકે જે સાધારણ બુદ્ધિ અને અક્કલથી ચ-
લાવી શકાય. ઈનસાફ અને દયા, દીવાની અને ફોજદારી

કેસનો તરત ફેસલો, અને એવા એવાજ બીજા વિષયો થી તેનું મન ભરપૂર હતું. તેણે પોતાનો મત દર્શાવ્યો કે જે જગ્યા ઉપર પેહેલાં એક ડુંડું ઉગતું, યાતો પેહેલાં એકજ ઘાસનું તરખલું ઉગતું, ત્યાં બે ઉગાડે તે આદમી જાતનું ભલું ઇચ્છે છે, એટલુંજ નહિ પણ મોટા મોટા રાજ્ય વેત્તાઓ કર્તાં પણ તે પોતાના દેશને ઉપયોગી થઈ પડે છે.

આ દેશના લોકોની કેળવણી ઘણીજ અપૂર્ણ છે, તેઓ ફકત નીતિ, ઇતિહાસ, કવિતા અને ગણિત શીખે છે, પણ ગણિતમાં તેઓ ઘણા હુંશિયાર છે. ગણિતનો તેઓ જીંદગીને ઉપયોગી થઈ પડે એવી ચીજોમાં, ખેતી સુધારવામાં, અને બીજી દરેક યાંત્રિક કામોમાં ઉપયોગ કરેછે, પણ આથી કાંઈ તેઓને આપણામાં ઝાઝું માન મળે નહિ. વિચાર હસ્તિ, જુદું પાડવાની માનસિક શક્તિ, અને દૈવિક વિચાર વિષે તેઓના મન ઉપર મારાથી કંઈ અસર થઈ શકે નહિ.

મારા સમજ્યા પ્રમાણે તેઓના દેશનો કાયદો તેઓના મૂળાક્ષરના આંકડા કરતાં શબ્દોમાં વધારે થવો જોઇએ નહિ. મૂળાક્ષર ફકત બાવીશ હતા, પણ તેમાંના ઘણાજ થોડા કાયદા એટલી લંબાઇએ લખાતા. તેઓને સાદી ભાષામાં લખ્યા છે; તેમ લોકો પણ એવા ચપળ નથી કે એકથી વધારે અર્થ લે, અને દેહાંત દંડની શિક્ષાના કાયદા પર ટીકા લખે. દીવાની યા ફોજદારી ફેસલાની અંદર એવા આગલા દાખલા ભાગ્યેજ ગયા હશે કે જે તેમને ઉપયોગી થઈ પડે, યા તેમાની અજાએબ જેવી અક્કલથી મગરૂર થાય.

ચીનાલોકોની માફક છાપવાનો હુનર તેઓનામાં અનાદિ કાળથી છે, પણ તેઓની પુસ્તકશાળા કાંઈ ઘણી

મોટી નથી. કારણ કે રાજાની પુસ્તકશાળા જે મોટામાં મોટી ગણાયછે, તેમાં આસરે હજારથી વધારે ચોપડીઓ નથી તેને બારસેં ફીટ લાંબી ગેલેરી પર ગોઠવવામાં આવી હતી. ત્યાંથી મને ચોપડીઓ મળી શકતી. "ગલમડેલકલીચ" ના ઓરડાની અંદર રાણીના સુતારે દાદર જેવું આશરે લાકડાનું પચીસ ફુટ ઊંચુ એક યંત્ર બનાવ્યું હતું. દરેક પગથીયું પચાસ ફીટ લાંબુ હતું; અને તેઓ લઈ જવાય, લાવી શકાય એવી નીસરણી હતી. તેનો નીચલો છેડો ઓરડાની દિવાલથી દશ ફીટ દૂર રાખવામાં આવતો. જે ચોપડી મારે વાંચવી હોય તે દિવાલને અટકાડી મુકી રાખવામાં આવતી હતી. પછી હું તે સીડીને ઊંચામાં ઊંચે પગથીએ બેસતો, અને ચોપડીનાં પાનાં તરફ મારી આંખો ફેરવી લીટીઓની લંબાઈ મુજબ આઠ દશ પગલાં આમ તેમ ચાલતો અને જ્યારે મારી આંખોની સપાટીથી જરા એક નીચી લીટી આવતી ત્યારે આગળની માફક ધીમે ધીમે ઉતરતો. છેક તળીએ આવતો, અને વળી બીજે પાને પણ તેમજ ચઢી વાંચવા માંડતો. પછી મારે બે હાથે હું પાનું ફેરવતો. કારણ કે તે જાડા કાગળ જેટલું જાડું હતું અને અઢાર વીસ ફીટનો ફોલીયો હતો.

તેઓની લખવાની ઢબ સાફ, મર્દાની અને એક સરખી છે તોપણ તે સુ શોભિત નથી. તેઓ નકામાં શબ્દો યા જૂદા જૂદા વાક્યોનો ઉપયોગ તજે છે. મેં તેઓની ઘણીખરી ચોપડીઓ વાંચી છે, પણ મુખ્યત્વે કરીને તેમાં ઇતિહાસ અને નીતિનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે. બીજી ચોપડીઓમાં મને એક અસલી ચોપડીથી બહુ ગમત મળી હતી, આ ચોપડી "ગલમડેલકલીચ"ના શયનગ્રહમાં પડી રહેતી, અને તે ચોપડી તેની મેહેતીજી, જે એક

ગંભીર ભલી બાઈ હતી, અને નીતિ અને ભક્તિમાં પૂર્ણ હતી, તેની હતી. આ ચોપડીમાં આદમી જાતની ખોડ ખાંપણનું વર્ણન કરેલું છે. નીચ લોક અને બૈરાં સિવાય કોઈ તેને ચાહતું નથી. પણ આવા વિષય ઉપર તે દેશના કર્તાઓ શું લખેછે તે જોવાની મને બહુ ખાએશ હતી. આ લખનાર પણ યુરોપના નીતિ વેત્તાઓનાજ વિષયો ઉપર લખ્યો ગયો છે અને અંતયે તણે એવું બતાવી આપ્યું કે આદમી પોતાના વિચાર પ્રમાણે કેટલું નાનું, ધિક્કારવા લાયક, અને નાચાર પ્રાણી છે ? જંગલી પ્રાણીઓની વિક્રાળતાથી, યા તો હવાના તોફાનથી બચાવ કરવા તે બીલકુલ શક્તિમાન નથી. એક પ્રાણી તેનાથી જોરમાં, તો બીજુ ઝડપમાં, ત્રીજુ અક્કલમાં તો ચોથું ઉદ્યોગમાં એમ એક એકથી ચઢીયાતું હોય છે. દુનિયાની પાછલી પડતી સ્થિતિમાં કુદરત કેવી બગડી ગઈ છે; અને આગળના વખતના પ્રમાણમાં હાલ કેવાં અધુરે ગએલાં નાનાં પ્રાણીઓ જન્મે છે ! આદમીની જાત આગળ મોટી હતી, એટલુંજ નહિ પણ આગલા વખતોની અંદર રાક્ષસો હશે, એમ વિચારવું એ બીલકુલ ખોટું નથી. ઇતિહાસ અને દંત કથાએ જેમ નક્કી કર્યુંછે, તેમજ આપણા વખતમાં ઠીંગણા પ્રાણીઓ કર્તા દેશના ઘણા ભાગોની અંદરથી ખોદી કઢાયલાં હાડકાં તથા ખોપરીઓ પરથી માલમ પડેછે કે, એ વાત ખરી હોવી જોઇએ; કુદરતના કાયદાઓ ઉપરથી માલમ પડેછે કે આદમીઓને પેહેલ વેહેલાં મોટાં બનાવેલાં હોવાંજ જોઇએ. હાલના વખત માફક આગળ, કોઈ નાના અકસ્માતથી, જેવું કે ઘરપરથી નળીયાનું પડવું, યા તો કોઈ છોકરાને પત્થર મારવો યા તો એક નાના ઝરાની અંદર બુડી જવું, એવાથી કોઈ

મરતા નહોતા. આવી તકરારથી અંત્યે તે કર્ત્તાએ કેટલીએક જીંદગી ભોગવવાની યુક્તિને ઉપયોગી થઈ પડે એવી વાતો ખેંચી કાઢી છે, પણ તેનું અહીંયાં વર્ણન કરવાની જરૂર નથી. જો મારો વિચાર પુછો તો મને તો એવોજ વિચાર આવતો કે નીતિ વિશે ભાષણો કરવાની અથવા કુદરત જોડે જે કાંઈ આપણને તકરાર ઉઠે તે બાબત કજીઓ યા પશ્ચાતાપ કરવાની બુદ્ધિ દુનિયાની અંદર કેટલી બધી ફેલાઈ ગયેલી છે! મને ખાતરીછે કે જો બરાબર તપાસ કરીએ તો તે કજીઆઓ આપણા જેવા ન પાયાદાર માલમ પડશે.

તેઓની લશ્કરી બાબત વિશે તેઓ એવા મગરૂર છે કે રાજાના લશ્કરમાં બધું ૧,૭૯૦૦૦ પાયદળ અને ૩૨૦૦૦ હયદળ છે। એ કેટલાએક શેહેરોની અંદર વેપારીઓના ટોળાને યા ગામડાઓની અંદર બીનપગારદાર અગર ગણોતીયા કે પસાયતું ખાનારા ખેડુતોના જથાને લશ્કર કહીએ તો આને પણ તે નામ આપી શકાય. તેઓ પોતાની કસરતમાં પરિપક્વ છે, અને જો કે તેઓનો બંદોબસ્ત ઘણો સારો નથી તો પણ તેઓ ઠીક રહેછે; કારણ કે વેનીસની માફક દરેક શેહેરી પોતાના શેહેરના મોટા આદમીના હાથ તળે અને દરેક ખેડુત પોતાના ક્ષેત્રપતિના હાથ તળે હોય તો સારો બંદોબસ્ત કેમ ના રહે? મેં શેહેર બહાર વીશ ચોરસ મૈલના મોટા ખેતરમાં "લૉરબ્રલગ્રડ" ના લશ્કરને કવાયદ કરતાં ઘણી વખતે જોયું છે. બધા મળીને ૨૫૦૦૦ પાયદલ અને ૬૦૦૦ હયદળ કરતાં વધુ માણસ તેમાં નહોતાં; પણ તેઓની ઉભા રહેવાની જગ્યાનો જો વિચાર કરૂં તો તેઓનો બરાબર નંબર આપી શકવા હું અશક્તછું. ત્યાંનો ઘોડેસ્વાર જ્યારે

આસા મોટા ઘોડાપર બેસતો, ત્યારે ૯૦ ફુટ ઉંચો દેખાતો. એક વખતે હુકમ થતાંજ આખા હયદલને પોતાની તરવાર ખેંચી હવામાં ફેરવતાં મેં જોયું છે. પણ આટલી ઉગ્ર તાજુબ અને આશ્ચર્ય પમાડે એવી આકૃતિ કલ્પનામાં આવી શક્તી નથી; જાણે આકાશની દરેક બાજુ પરથી વિજળીના એકી વખતે ૧૦૦૦૦ ઝબકારા નહીં થતા હોય એવું લાગતું,

મને એવો વિચાર આવ્યો કે આ રાજ્ય, જ્યાં આગળ કોઈ શત્રુને આવવાનો માર્ગ નથી ત્યાં આગળ લશ્કર રાખવાનો યા પોતાના લોકોને લશ્કરી કવાયદ શીખવવાનો વિચાર તે રાજાને કેમ આવ્યો હશે ? પણ મને તેઓની વાતચિત અને ઇતિહાસ પરથી માલમ પડ્યું કે ઘણો વખત થયાં માણસ જાતમાં જે સળો ચાલુજ છે, તેમનાથી તેમને પણ ખમવું પડ્યું હતું. કારણ અમિર ઉમરાવો સત્તાને માટે, લોકો સ્વતંત્રતાને માટે, અને રાજા જુલમીપણાને માટે લડાઇ કરતા હતા. તોપણ સારે નશિબે રાજ્યના કાયદાની અંદર જે ઠીક ઠાક કર્યું હોય છે. તેનો તેઓ ત્રણે ટોળીઓ કોઈ કોઈ વખત ભંગ કરે છે, અને તેથી દેશમાં લડાઇઓ જાગે છે. આમાની છેલ્લીનો અંત સારે ભાગ્યે તેના દાદાએ બધું એક સરખું કરીને આણ્યો હતો, અને ત્યાર પછી લસ્કરને સઘળાનો મત લઇ હમેશાં કામપરજ રાખેલું છે.



## प्रकरण आठमुं.

મને હમેંશાં કોઈપણ રીતે મારૂં છુટાપણું મેળવવાનો વિચાર થતો. તોપણ કઈ રીતે એ વિચારનો અમલ કરવો અથવા ફતેહમંદ થવાની આશાથી કોઇપણ યુક્તિ કેવી

રીતે કામે લગાડવી તે સુઝતું નહોતું. જેવા હાણમાં હું આવ્યો હતો તે વહાણ તે કિનારા ઉપર પેહેલ વેહેલું ઘસડાઈ આવ્યું હતું, અને તે પછી રાજાએ સખત હુકમ કર્યો હતો કે જો કદી કોઇપણ વહાણ નજરે પડતો તેને કીનારે ઘસડી લાવી તેમાંના ઉતારૂઓ અને ખલાસીઓને એક ગાડામાં "લૉરબ્રલ્ગ્રડ" લઈ આવવાં. તેનો એવો વિચાર હતો કે મારાજ કદની એક બૈરી મને પરણાવવી, જેથી કરી ત્યાં આગળ મારી જાત વધે, પણ પાળેલી મેનાઓની માફક પાંજરામાં મારાં બચ્ચાં રાખવાની અને નવાઇની ચીજ તરીકે થોડો વખત રહી દેશના અમીરોમાં વેહેંચાવાની નામોશી મેળવવા કરતાં મરવું મને વધારે સારૂં લાગ્યું. મારા તરફ માયાળુપણું તો ઘણું બતાવવામાં આવતું હતું, અને હું રાજા રાણી તથા આખી કચેરીનો માનીતો પણ થઇ પડ્યો હતો, પણ તે એવી રીતે કે માનસિક વૃતિયોને તેનાથી ખોટું લાગે. ઘેર જે વચનો આપ્યાં હતાં તેને હું ભૂલી ગયો નહોતો. મારે મારી જાતના લોકો જોડેજ વાત કરવી જોઇતી હતી, અને દેડકાં અથવા જુરકુરીયાંની માફક ચગદાઈ જવાની બીક શિવાય મારી બરોબરીયા જોડે રસ્તા અને ખેતરોમાં ચાલવાનું મને જોઇતું હતું. પણ ધારતો હતો તેના કરતાં જલદી અને અસાધારણ રીતે મારો છુટકો થયો, અને તે બધી વાત હું પેહેલથી તે છેલ્લે સુધી બરાબર કહીશ.

આ દેશની અંદર રહેતાં હમણાં મને બે વર્ષ પૂરાં થયાં હતાં, ત્રીજા વર્ષની શરૂઆતમાં રાજા રાણી દેશના કિનારા ઉપર મુસાફરીમાં ગયાં હતાં. તેની જોડે "ગ્લમડેલકલીચ" ને અને મને મારી મુસાફરી પેટીની અંદર લઈ લેવામાં આવ્યાં હતાં. મેં આગળ કહ્યું છે તે પ્રમાણે તે બાર ફીટ પોહોળો સગવડ ભરેલો ઓરડો હતો; તેને

ચારે ખુણેથી રેશમના દોરડા વડે બાંધીને કોઈ કોઈ વખ-
તે મને ઘોડા ઉપર ચાકર લઈ જતો. આંચકા અટકાવવા
મ ઝોળી બંધાવી હતી; રસ્તા ઉપર હું મારી ઝોળીમાં ઉં-
ઘતો. તેના છાપરાની ઝોળીના માથા ઉપર મારા કહ્યા પ્ર-
માણે વચમાં એક ચોરસ ફીટ બાકોરૂં પાડેલું હતું, જેથી
કરીને ઉનાળામાં હું ઉંઘું ત્યારે પવન આવે, આ બાકોરૂં
ખોભણમાંથી એક પાટીયા વડે હું ખુશી પડે ત્યારે ઉઘાડ-
તો અને બંધ કરતો.

જ્યારે અમારી મુસાફરીનો અંત આવ્યો, ત્યારે દરિયા
કીનારાથી આસરે અઢાર મેલ દૂર "ફ્લેન કલોનીક"
ના મેહેલમાં થોડા દિવસ રહેવાનો અમે વિચાર
કર્યો. "ગ્લમડેલકલીચ" ને હું ઘણા થાકી ગયાં
હતાં. મુને જરા શરદી થઈ હતી, પણ તે ગરીબ છોકરી
તો એટલી માંદી પડી હતી કે તેને પોતાના ઓરડામાં
સૂઈ રહેવું પડતું હતું. જો મારો છુટકો થાય તો નાસવા-
નો ઉપાય ફક્ત દરિયાથીજ હતો, તેથી તે જોવાનું મને બ-
હુ મન હતું. હું જેટલો માંદો હતો તેના કરતાં વધારે માંદો
છું એવું મેં ડોળ ઘાલ્યું. એક ચાકર જે મારો માનીતો હ-
તો અને ઘડીએ ઘડીએ હું જેને સોંપાતો હતો, તેની સા-
થે દરિયાની તાજી હવા ખાવાની મેં ઇચ્છા દર્શાવી. "ગ્લ-
મડેલકલીચે" કેટલી નાખુશીથી આ કબુલ કર્યું તો હું કદી
નહિ ભુલું; તેમજ ચાકરને મારી સંભાળ લેવાને સારી
પેઠે ભલામણ કરી અને જાણે જે બનવાનું હોય તેની
આગળથી ખબર હોયની, તેમ આંસુની રેલ ચલાવી તે
પણ હું કદી ભુલવાનો નથી. તે ચાકર મને મારી પેટીમાં
દરિયા કિનારાના ખડકો જ્યાં આશરે મેહેલથી અરધી
કલાકે પોહોંચાતું, ત્યાં લઈ ગયો. મેં તેને કહ્યું કે મને નીચે

ઉતાર. પછી બારી ઉઘાડીને દરિયા તરફ હું દિલગીરીથી જોવા લાગ્યો. મારા શરીરને કંઈ ઠીક લાગ્યું નહિ, તેથી ચાકરને મેં કહ્યું કે મને મારી ઝોળીમાં અર્ધો એક કલાક ઊંઘવા દે. આથી મને જરા ઠીક થશે. હવે હું અંદર પેઠો અને તેણે શરદી અંદર જતી અટકાવવાને બારી બંધ કરી. હું તો તરત ઊંઘી ગયો, અને હું ધારૂં છું કે હું ઊંઘતો હતો તે વખતે તે ચાકર કંઈ ભય નથી, એમ ધારી જેમ અગાઉ મેં તેને મારી બારી આગળ પક્ષીઓનાં ઈંડાં શોધતાં અને ખડકના ચીરામાંથી એક બે ઉપાડી લેતાં જોયો હતો, તે પ્રમાણે મેં એમ ધાર્યું કે આજે પણ તે શોધવા ગયો હશે, એતો ગમે તેમ હોય પણ મારૂં કડું જે લઈ જવા લાવવા માટે મારી પેટી ઉપર જડ્યું હતું, તે ખેંચાતું સાંભળી હું જાગી ઉઠ્યો. મને લાગ્યું કે મારી પેટી ઊંચે હવામાં જાયછે. પેહેલા આંચકા સાથેજ હું મારી ઝોળીમાંથી ઉછળી પડ્યો હોત. પણ ત્યાર પછીની ઝડપ એક સરખી થઈ; તેથી કાંઈ હરકત થઇ નહિ. મેં બુબ મોટે સાદે કેટલીક વખત બુમ પાડી, પણ તે નિષ્ફળ ગઈ. મેં બારીમાંથી પણ આકાશ અને વાદળાં શિવાય બીજું કંઈ મારી નજરે પડ્યુ નહિ. મારા માથા ઉપર પક્ષીની પાંખોના ફફડાટ જેવો સાદ મને સંભળાયો. ત્યારે જે સ્થિતિમાં હું આવી પડ્યો હતો, તેનો મને કંઇક ભાશ થવા લાગ્યો કે કોઈ મોટા ગરૂડ પક્ષીએ પોતાની ચાંચથી મારી પેટીનું કડું પકડ્યું હતું, અને જેમ (Shell) કોટલાંની અંદરના બચ્ચાંને જેમ કોઈ પ્રાણી ખડક ઉપર પાડી નાંખી ખાય છે, તેમ મને પણ નાંખી દઈ ખાઈ જાય. કારણ કે આ પક્ષિની બુદ્ધિ અને સુગંધથી ગમે તેટલે દૂર શિકાર હોય, (અને હું તો એક બેજ ઈંચના પાટીયામાં ઢંકાયલો હતો, છતાં

મારા કરતાં સારૂં ઢાંકણુ હોય) તો પણ ગમે તેટલે દૂરથી પારખી શકેછે. થોડા વખતમાં પાંખોનો ફફડાટ ખુબ ઝપાટાબંધ વધવા માંડ્યો, અને તોફાની દિવસની નિશાનિ તરીકે મારી પેટી આમતેમ અથડાવા લાગી. મને લાગેછે મેં પેલા ગરૂડપક્ષિને થોડા સપાટા પડતાં સાંભળ્યા (જે પક્ષીએ મારી પેટી પકડી હતી તેનેજ લાગ્યા હશે) અને પછી તરતજ આશરે એક મિનિટ સૂધી મને એમ લાગ્યું કે હું એટલી ઝડપથી સીધો ને સીધો નીચે ઉતરૂંછું કે મારો શ્વાસ પણ બંધાઈ ગયો. હું પડ્યો તેનો એટલોતો અવાજ થયોકે નાયાગારાના ધોધનો અવાજ તો તેના આગળ કંઈજ નથી. આ પછી એક મિનિટ સૂધી હું તદ્દન અંધારામાં રહ્યો; અને થોડી વખત પછી મારી પેટી એટલે ઊંચે ચઢી આવી કે મારી બારીઓ ઉપરથી અજવાળું દેખાવા માંડ્યું. હવે મને ખબર પડી કે હું દરિયામાં પડ્યો છું. મારી પેટી, મારા પોતાના શરીર તથા તેમાંના માલના ભારને લીધે અને ઉપર તળીએ ચારે ખુણે લોઢાના પાટડા જડી લીધેલા હતા તેના ભારથી આશરે પાણીની અંદર પાંચ ફીટ નીચે તરતી હતી. તે વખતે મને લાગ્યું કે ( અને હમણાં એ લાગેછે કે ) જે ગરૂડપક્ષિ મારી પેટી લઇને ઉડ્યું હતું તેની પાછળ તે શિકારમાં ભાગ લેવાને બીજાં બે ત્રણ પાછળ પડ્યાં હશે; અને પોતાનો બચાવ કરતી વખતે મને છોડી દેવાની તેને જરૂર પડી હશે. પેટીને તળીએ જડેલી લોઢાની આપોથી ( આ ઘણીજ મજબુત હતી. ) જ્યારે પેટી પડી ત્યારે તે સમતોલ રહી શકી અને ભાંગી જતાં પણ તેનાથીજ અટકી. તેના દરેકે દરેક ભાગ સારી પેઠે મઢી લીધેલા હતા, અને બારણું મીજાગરાપર ઉઘડતું નહોતું, પણ કાચની બારીની

માફક ઉપર નીચે ચઢતું ઉતરતું હતું; જેથી મારો ઓરડો એટલો તો સજ્જડ રહ્યો કે તેમાં પાણી આવી શક્યું નહિ. ઘણી મુસ્કેલીએ હું મારી ઝોળીમાંથી નીચે ઉતર્યો પણ ઉતરતાં પેહેલાં આગળ રહેલું બાંકુ હવા આવવાને મેં ઉઘાડ્યું કારણ હવા વગર તો હું અકળાઈ ગયો હતો.

તે વખતે ‘‘ગલમડેલક્લીચ’’ જેનાથી હું ફક્ત એકજ કલાક થયા છુટો પડ્યો હતો, તેની પાસે જવાને મને કેટલું બધું મન થયું હશે? હું ખરી ખાત્રીથી કહુંછું કે મારા પોતાના દુઃખોની વચ્ચે મારી નાની માને મારા ખોવાઈ જવાથી જે શોક, રાણીસાહેબની ગેરમેહેરબાની, અને પોતાની માંલમીલકતનો નાશ થયાં હશે, તેને માટે તેને કેટલું લાગશે, તેનો વિચાર કર્યા વિના મારાથી રેહેવાયું નહિ. આ વખતે મને જે દુઃખ અને મુસ્કેલી આવી પડ્યાં હતાં તેવાં ભાગ્યેજ કોઈ મુસાફરને આવી પડ્યાં હશે. દરેક પળે, કાંતો મારી પેટીના કકડે કકડા થઇ જશે, યા તો પવનના પેહેલા સુસવાટાથી કે મોટા મોજાથી તે ઊંધી પડશે, એમ હું ધાર્યા કરતો હતો. કદી એના કાચમાં તડ પડી હોતતો મારૂં તુરતાતુરત મોત થાત. સારે ભાગ્યે મુસાફરીના અકસ્માતને માટે બહાર સળીયા ન ભરી લીધા હોત તો બારીઓ બચત નહિ. કેટલીએક તડોમાંથી મેં પાણી પડતું જોયું, પણ તે તડો કાંઇ મોટી ન હોવાને લીધે પાણી અટકાવવાને મારાથી થયું તેટલું મેં કર્યું. મારાથી મારા ઓરડાનું છાપરૂં ઊંચું થઈ શક્યું નહિ. નહિતો મેં તે ઉઘાડીને તેના મથાળાપરજ બેસવાનો વિચાર રાખ્યો હતો. કારણ તેમ કર્યાથી પેટીની અંદર ભરાઈ રહેવા કરતાં હું કાંઇક થોડાક કલાક વધારે જીવત. પણ એમાં શું? કદી એક બે દિવસ આ ભયમાંથી બચત તોપણ શરદી અને

ભુખથી મારે કંગાળ રીતે મરવાનું તો નિર્માણજ હતું. આવી હાલતમાં હું આશરે ચારેક કલાક સૂધી રહ્યો; પણ દરેક પળે આ દુનિયામાંથી મારો છુટકો થશે એવું હું ધારતો હતો.

મેં વાંચનારને આગળજ કહ્યું છેકે મારી પેટીને જે બાજુએ બારી નહોતી તે બાજુએ બે કડાં જડી લીધેલાં હતાં, અને તેમાં ચામડાનો પટો ઘાલીને તેને પોતાની કમરે વીંટી ચાકર મને ઘોડા ઉપર બ્હાર લઇ જતો. પણ આવી અસ્વસ્થ હાલતમાં જેણી તરફ કડાં હતાં તેણી તરફ કંઇક ઘસારાનો અવાજ મને આવ્યો; અને પછી મને એમ લાગવા માંડ્યું કે દરિયામાં મને કોઇ ખેંચી લઇ જતું હતું. કારણ કે એ ખેંચવાની ગતિ મને વારે ઘડીએ લાગતી; તેનાથી મારી બારીના મથાળા સૂધી મોજાંઓ ચઢી આવતાં અને અંધારૂં અંધારૂં થઇ જતું. આથી કરીને છુટકારાની મને કંઇક આશા લાગવા માડી. પણ એ આશા કેમ પૂરી પડશે એની હું કલ્પનાએ કરી શક્યો નહિ. મારી ખુરશી જે પેટીના પાટીયાં જોડે ખીલા મારી જડી લીધી હતી તે મેં છોડી અને પેલા બાકોરાની તળે જેમ તેમ કરી પાછી મજબુત કરી, તે બાકોરૂં ઉઘાડી હું ખુરશીપર ચઢ્યો. અને બાકોરાની ખુબ પાસે આવી મદદને માટે જેટલી ભાષા આવડતી હતી તેટલી બધી ભાષામાં મોટેથી બુમાબુમ પાડી મુકી. પછી એક લાકડી જે હું રોજ મારી જોડે રાખતો, તેને એક રૂમાલ બાંધી બાકોરાની ઉપર કાઢી, ઉંચે કેટલીક વખત આમ તેમ હલાવી, કે તેથી કોઇ હોડી અથવા વહાણ પાસે હોય તો તેના ખલાસીઓ એમ ધારે કે આ પેટીમાં કોઇ કમનશિબ પ્રાણી કેદ પડ્યું હશે.

પણ આ બધાનું પરિણામ મને કાંઇ જણાયું નહિ.

પણ મારી પેટીતો આગળ તણાતીને તણાતીજ રહી. આશરે કલાકેક પછી જે બાજુએ કડાં હતાં અને બારીઓ નહોતી તે બાજુ કંઇક કઠણ ચીજ જોડે અથડાઈ. મને લાગ્યું કે તે કોઈ ખરાબો હશે; મેંતો ખુબ આમ તેમ અથડાવા માંડયું. મેં મારી પેટીની ઉપર તેમજ કડાની અંદર દોરડાના ઘસારાનો અવાજ બરાબર સાંભળ્યો. પછી હું આગળ હતો તેના કરતાં આશરે ત્રણ ફીટ ઊંચો ખેંચા લેવાયો. આ ઉપરથી મેં મારી લાકડી અને રૂમાલ ઉપર કાઢી મારો સાદ બેસી ગયો ત્યાં સૂધી બુમ પાડી. આના જવાબની અંદર મેં ખુશીની ત્રણ બુમ સાંભળી, અને તેથી હું એટલો તો ખુશી થયો કે તે ખુશી તો જે અનુભવી હોય તેજ જાણે. મારા માથા ઉપર હવે મેં ગડબડાટ સાંભળ્યો અને ઇંગ્રેજી ભાષામાં કોઈકે મારા બાકોરા આગળ આવી મોટે અવાજે બોલ્યું "કોઇ નીચે હોય તો તે કોણ છે તે બોલ" મેં જવાબ આપ્યો "આદમી જાતને કદી આવી પડ્યું નહિ હોય એવા દુઃખમાં કમનશિબે ફસાઈ પડેલો હું એક અંગ્રેજ છું; અને જે કેદખાનામાં હું પડ્યો છું તેમાંથી છોડવવાને તમને હું વિનંતિ કરૂંછું." તે અવાજે જવાબ આપ્યો કે, "તમે સહિસલામત છો, કારણ કે તમારી પેટી મારા વહાણ જોડે બાંધી લીધેલી છે. હમણા સુથાર આવીને તમને બહાર ખેંચી કાઢવા જેવડું બાકોરૂં પાડશે." મેં કહ્યું કે "એની કંઈ જરૂર નથી, અને એથી વખત બહુ જશે; કારણ કે કોઈ ખલાસી પોતાની આંગળી કડાની અંદર મૂકી પેટીને વહાણની ઉપર લઈ લેશે, અને કપ્તાનની કેબિનમાં લઇ જશે, તો કશી હરકત નથી." મને આવી બેવકુફાઈ ભરેલી વાત કરતો જોઈ કેટલાએકે ધાર્યું કે મારી પાંસળી ખશી ગઈ હશે. કેટલાએક તો ખુબ હસવા

મેડ્યા, કારણ કે ખરેખર મારા તો વિચારમાંએ નહોતું કે મારા કદના અને મારા જેવા જોરાવર લોકોમાં હું આવી પડ્યો હતો. સુથારે આવી આશરે ચાર ચોરસ ફીટ કાણું પાડ્યું. એક નાની નીસરણી અંદર ઉતારી. આના ઉપર થઇને હું ઘણીજ નબળી હાલતમાં વહાણમાં ઉતર્યો. ખલાસીઓ તો બધા અજાએબ થયા, અને મને હજારો સવાલ પૂછવા લાગ્યા. પણ આનો જવાબ આપવાને મારો વિચાર નહોતો. હું આ બધા વામનજીઓને જોઇને ગભરાઈ ગયો. કારણ કે મોટા રાક્ષસો પ્રાણીઓને જોવાની મને ટેવ પડી હતી, તે ઉપરથી તેઓને મેં એવાજ ધાર્યા. પણ તે વહાણનો કપ્તાન **મી. ટોમસ વીલકૉક્સ** ભલો અને લાયક આદમી હતો. તે **શ્રોપશાયરનો** રહેવાશી હતો. તેણે જોયું કે હમણાં મને મૂર્છા આવી જશે, તેથી મને આરામ આપવા કાંઈ દવા આપી, અને પોતાના બીસ્તરામાં સુવાનું મને કહ્યું. આરામની મને ઘણીજ જરૂર હતી. હું ઊંઘી ગયો તે પહેલાં મેં કહ્યું કે મારી પેટીની અંદર ખોઇ નહિ નંખાય એવો કેટલોક કીંમતી સામાન છે. એક મારી ઝોળી, ફક્કડ ખાટલા, બે ખુરશી, એક મેજ, અને એક કબાટ છે. મારા ઓરડાની આસપાસ સુતરાઉ રેશમી કપડું જડી લીધું છે. જો કોઇ એક ખલાસી તમારી કેબિનમાં લઈ આવશે તો હું બધો માલ તમને બતાવીશ. આ બધી બેવકુફાઈ સાંભળી કપ્તાને જાણ્યું કે હું બકું છું. તોપણ મારા કહ્યા પ્રમાણે કરવાને (હું ધારૂંછું કે મને શાંત કરવાને) વચન આપ્યું અને તુરત ઉપર જઇને તેમાંના કેટલાએકને મારી પેટીમાં નીચે ઉતાર્યા, જ્યાંથી (મને પાછળથી ખબર પડી તેમ) તેઓએ મારો બધો માલ ખેચી કાઢ્યો, અને બધાં ઢાંકણ કાઢી લીધાં. પણ ખુરશી,

કબાટ, અને ખાટલો જે પાટિયાં જોડે મજબુત કર્યાં હતાં તેને ખલાસીઓની અજ્ઞાનતાથી ઘણું નુકસાન થયું. કારણ કે તેઓએ જોર જુલમથી તેમને બહાર ખેંચી કાઢ્યાં. તેઓએ વહાણના ઉપયોગને સારૂ કેટલાંએક પાટીયાં લઇ લીધાં, અને જેટલું લેવાય તેટલું લઇને ખોખાને દરિયામાં ફેંકી દીધું. તેના તળીયામાં અને તેની બાજુઓમાં બહુ ફાટ પડી જવાથી તે તરતજ ડુબી ગયું અને આ ભાંગ ટુટ જોવા હું હાજર નહિ હતો તેથી હું જરા ખુશી થયો. કારણ કે જો હોત તો હું ખાત્રીથી કહુંછું કે મારી જીંદગીના આગલા ભાગો મારા મનમાં આવી મને બહુજ દીલગીર કરત.

હું થોડાએક કલાક ઉંઘ્યો તો ખરો, પણ મારી ઉંઘમાં વારે વારે મને જે ભયમાંથી હું છુટ્યો હતો તેનાં, અને જે જગ્યા મેં છોડી હતી તેનાં સ્વપ્નાં આવતાં હતાં; તોપણ જ્યારે જાગ્યો ત્યારે ઘણો આરામ મળેલો દીસતો હતો. આ વખતે રાતના આઠેક વાગ્યા હતા. અને કમાન સાહેબે મને બહુ ભૂખ લાગી હશે એવું ધારી વાળુનો હુકમ કર્યો. મને ઘણી મમતાથી તેણે જમવાનો આગ્રહ કર્યો, અને લવલવાટ બંધ કરવાની અથવા ગમે તેમ વાત ન કરવાની સલાહ આપી. જ્યારે અમે બે એકલા હતા ત્યારે મને મારી મુસાફરીનો હેવાલ કહેવાને અને શા અકસ્માતથી આ રાક્ષસી લાકડાની પેટીની અંદર હું તરતો હતો તે કહેવાની ઇચ્છા બતાવી. તેણે કહ્યું કે, બપોરે આશરે બારેક વાગતે મારા દુરબીનમાંથી આસપાસ જોતાં તમારી પેટી મેં થોડે છેટે જોઈ ધાર્યું કે તે કોઇ બીજું વહાણ હશે; અને મારી પોતાની બીસકીટ ખુટી ગઈ હતી તે ખરીદવાને મેં સઢ ચઢાવ્યો. પછી પાસે આવતાં આ-

વતાં મને મારી ભૂલ માલમ પડી તેથી તે શું ચીજ છે તેની ખબર કાઢવા મારી મોટી બોટ મોકલી. મારાં માણસો પાછાં ગભરાતાં ગભરાતાં આવ્યાં અને કહ્યું કે અમે તો તરતું ઘર જોયું. હું તેઓની મૂર્ખાઇ પર હસ્યો. મારી પોતાની જાતેજ બોટમાં ઉતર્યો, અને મારા આદમીઓને તેમની સાથે એક મજબુત દોરડું લેવાનું કહ્યું. હવા શાંત હતી તેથી તમારી આસપાસ અમે થોડું ઘણું ફર્યા. તમારી બારીઓ અને તેની જાળીયો જોઇ; એક બાજુએ તદ્દન પાટીયાની હતી અને જેમાં હવાને માટે બીલકુલ રસ્તો નહોતો ત્યાં અમે બે કડાં જોયાં; પછી મારી હોડી તેણી તરફ લઇ જવાને મેં મારાં આદમીઓને હુકમ કર્યો; અને ત્યાર પછી એક દોરડું તમારી પેટીના એક કડામાં ભેરવીને તેને ખેંચી વહાણ તરફ લઇ જવાને મેં તેમને ફરમાવ્યું. જ્યારે અમે વહાણ આગળ પહોંચ્યા, ત્યારે બાકોરા ઉપર જડી લીધેલાં કડાંમાં બીજું દોરડું ભેરવી ગરગડીઓથી તમારી પેટી ઉપર ખેંચવાને મેં તેમને કહ્યું. તો પણ બધા ખલાસીઓ મળી તેને બેથી ત્રણ ફીટથી વધારે ચડાવી શક્યા નહિ. તેણે (કપ્તાને) કહ્યું કે મેં તારી લાકડી અને રૂમાલ બાકોરાની બહાર કાઢેલાં જોયાં હતાં, અને તેથી ધાર્યું કે કોઇ કમનશિબ આદમી તેની અંદર ભરાઇ રહેલો હોવો જોઇએ. મેં પૂછ્યું કે તમે જ્યારે મારી પેટી પહેલવહેલી જોઇ ત્યારે તમે અથવા તમારા ખલાસીઓએ હવાની અંદર મોટાં પક્ષિઓ જોયાં હતાં? આનો જવાબ તેણે એવો આપ્યો કે તમે ઊંઘતા હતા ત્યારે આ બાબત વિષે ખલાસીઓને પુછપરછ કરતાં તેમાંના એકે ત્રણ ગરૂડ પક્ષી ઉત્તર તરફ ઊડતાં જોયાં હતાં, પણ સાધારણ કદ કરતાં તેઓ કાંઇ મોટાં નહોતાં. મેં ધાર્યું કે તેઓ હવામાં

ઘણે ઊંચે હતાં તે ઉપરથી એમ દેખાયું હશે. કપ્તાન મારા સવાલનું કારણ સમજી શક્યો નહિ. કપ્તાનને મેં પૂછ્યું કે આ-પણે જમીનથી કેટલાએક દૂર હોઇશું ? તેણે જવાબ આપ્યો કે ગણતરી કરતાં મને લાગેછે કે આશરે ૧૦૦ એક લીગ દૂર હોઇશું ખરા. મેં તેને કહ્યું કે કદાચિત તમે અડધો અડધ ભુલોછો, કારણ કે જે દેશ મેં છોડ્યોછે ત્યાંથી દરિ-યામાં પડ્યાને મને પૂરા બે કલાક પણ થયા નથી. આ ઉપરથી તેણે ધાર્યું કે મારૂં મગજ ફાટી ગયું છે. આ વિષે તેણે મને જરાએક સૂચના કરી, અને મારે માટે તૈયાર કરેલી કેબિનમાં સૂવાને મને કહ્યું. મેં તેને જવાબ આપ્યો કે તમારી સોબત અને આગ્રહથી મને સારો આશ્રય મળ્યો છે; બાકી અક્કલમાં તો કાંઇ ફેરફાર થયો નથી. પ-છી તેણે ગંભીર રૂપ પકડ્યું, અને વગર દબાણે પુછવા માંડ્યું કે તેં કાંઈ મોટો ગુન્હો કર્યો છે? તેના વિચારથી તો તારૂં મન દુરસ્ત નથી? કોઈ રાજાના હુકમથી તો તને આ પેટીમાં ઘાલીને શિક્ષા નથી કરી? કારણ કે બીજા દેશોની અંદર ગુન્હેગારોને ગાબડા વાળા વહાણની અંદર ખોરાક શિવાય દરિયાના અંદર મોકલવામાં આવેછે. હું આવા ખરાબ આદમીને વહાણ ઉપર લેવાને દિલગીર છું; તો પણ હવે જે પહેલું બંદર આવશે ત્યાં તને ઉતારી પાડવા હું વચન આપુંછું. તેણે કહ્યું કે મારા ખલાસીઓને તથા મને તેં જે કેટલીક બેવકુફી ભરેલી વાતો કહી છે, અને તારી પેટી તથા ઓરડા વિષે પાછળથી તેં મને જે કહ્યુંછે તેમજ વાળુ વખતે જે તારો અજાએબ જેવો ચેહેરો અને ચાલચલણ બતાવો છે તેથી મારા શકને વધારે ટેકો મળ્યો છે.

મેં મારી વાત સાંભળવાને માટે તેને ખામોશ પકડવાને

કહ્યું, અને જ્યારથી મેં ઇંગ્લાંડ છોડ્યું હતું ત્યાંથી તે તેણે મને ઉપાડી લીધો, ત્યાં સૂધીની બધી વાત બરાબર કહી; અને સચ્ચાઈ જે પ્રમાણે હમેશાં બુદ્ધિમાન પુરૂષોના મનપર અસર કરે છે, તે માફક આ ભલા લાયક આદમી, જેનામાં વિદ્યાનો થોડો અંશ હતો, અને બહુ સારી સમજ હતી, તેને મારા ભોળાપણાની અને સચ્ચાઇની ખાતરી થઈ. પણ મેં જે કહ્યું હતું તેના પુરાવાની અંદર મારૂં કબાટ મંગાવવાનો મેં હુકમ કર્યો. તેની કુંચી તો મારા ગજવામાંજ હતી; મારા ઓરડાનું તો શું થયું હતું તેની મને ખબર પડીજ હતી. મેં તેની નજર આગળ તે ઉઘાડ્યું, અને જે દેશમાંથી આવી અજાએબ રીતે હું છુટ્યો હતો, તે દેશની બધી અજાયેબ જેવી ચીજો જે મેં ભેગી કરી હતી, તે બતાવી. વળી સોય અને ટાંકણીઓ જે એક ફુટથી તે અરધા વાર સુધીની લાંબી હતી, સુતારની મેખના જેવા ચાર ભમરાના ડંખ, રાણીના કેટલાએક વાળ અને એક સોનાની વીંટી, જે તેણે પોતાની નાંની આંગળીમાંથી કાઢી નાંખીને બહુજ ભલી રીતે મારા ગળામાં ગળપટાંની માફક નાંખી બક્ષિસ કરી હતી, તે મેં તેને બતાવી. મેં કપ્તાનને તેના માયાળુપણાને માટે આ વિંટી ભેટ કરવા માંડી, પણ આની તો તેણે ચોખ્ખી ના કહી. મેં એક હજુરી સ્ત્રીના પગ પરથી મારે પોતાને હાથે કાપી લીધેલું આંટણ બતાવ્યું. તે કેન્ટશાયરના શેબફળ જેવડું હતું, અને એટલું તો કઠણ થઈ ગયું હતું કે જ્યારે હું વિલાયત પાછો ફર્યો ત્યારે તેને પોકળ કરી રૂપામાં જડાવ્યું. છેલ્લે મેં જે પાટલુન પેહેર્યું હતું તે તેને બતાવ્યું; તે એક ઉંદરનાં રૂવાનું બનાવેલું હતું.

હું તેને કાંઈ પણ આપી શક્યો નહિ, પણ એક ચર-

વાદારના દાંતને તે ખુબ નવાઇથી જોતો હતો, અને જે તેને ખુબ ગમી ગયો હતો, તે મેં તેને આપ્યો. આ નજીવી ચીજને સારૂ જોઇએ તેના કરતાં વધારે ઉપકાર વચન કહી તેણે તે સ્વીકાર્યો. "ગ્લમ્મડેલક્લીચ" ના ચાકરની દાઢ દુખતી હતી તેને બદલે એક અનઘડ શસ્ત્ર વૈદે આને એચો કાઢ્યો હતો. તેના મોઢાના સઘળા દાંત જેવો તે મજબુત હતો. મેં તેને સાફ કરાવી કબાટમાં મૂકયો હતો. તે એક ફુટ લાંબો હતો, અને તેનો વ્યાસ ચાર ઇંચ હતો.

કપ્તાનને મેં જે આ સાદું વર્ણન આપ્યું તેથી તે ખુબ સંતોષ પામ્યો, અને કહ્યુંકે જ્યારે તમે ઇંગ્લાંડ જાઓ ત્યારે જો એ હકીકત લખીને છપાવશો તો લોકો ઉપર મોટો ઉપકાર થશે. મેં જવાબ આપ્યો કે આપણા લોકોમાં ચોપડીઓ બહુ વધી ગઇ છે, અને જે કાંઈ અજાયેબ જેવું નથી હોતું તેનો તો કાંઈ ઉપયોગજ થતો નથી. હું ધારૂંછું કે ઘણાખરા ગ્રંથ કર્ત્તાઓ પોતાની મગરૂરી, ગરજ, અથવા અજ્ઞાન વાંચનારાઓની ગમત સંપાદન કરવા માટે સચ્ચાઇનો ઘણો થોડોજ ઉપયોગ કરે છે. મારી વાતમાં તો સાધારણ શિવાય બીજી કાંઇજ વાત આવશે નહિં. તેમજ જૂદા જૂદા છોડવા, ઝાડ, પંખેરાં અને પ્રાણીઓનું બપકાબંધ વર્ણન તેમજ તેઓની ઘણી ખરી ચોપડીઓ પ્રમાણે, જંગલી લોકોની જંગલી રીતભાત અને મૂર્તિપૂજાનું વર્ણન નથી, તો પણ તેના આવા સારા મન માટે મેં તેનો ઉપકાર માન્યો, અને એ વાતનો વિચાર કરીશ એમ મેં વચન આપ્યું.

તેણે કહ્યું તમે આટલા બધા મોટા બોલ બોલો છો, એ મને બહુ અજાયેબ જેવું લાગે છે. ત્યાંના રાજા રાણી શું બેરાં હતાં વારૂ ? મેં કહ્યુંકે મને બે વરસ થયાં આવી ટેવ

પડી ગઈ છે, પણ મને તો તમે અને તમારા આદમીઓ-
ના સાદથી બહુ અજાયેબી થાય છે. કારણ જો કે હું ત-
મને સાંભળી શકુંછું તો પણ હું ધારૂં છું કે તમે ધીમે
ધીમે વાત કરોછો. જ્યારે હું તે દેશમાં બોલતો, ત્યારે રસ્તા
પર ઉભો રહી કોઈ આદમી મિનારા પર ઉભા રહેલા
જોડે વાત કરે તેવું હતું. પણ જ્યારે મને ટેબલ ઉપર બે-
સાડતા, અગર કોઇના હાથપર રાખતા, ત્યારે આવું કરવું
પડતું નહોતું. મને એક બીજી નવાઈ સરખી વાત એ
લાગે છે કે જ્યારે હું તમારા વહાણપર પહેલ વહેલો આ-
વ્યો, ત્યારે તમારા ખલાસીઓ અને તેની આસપાસની
બધી ચીજો, ધિક્કારવા લાયક નાનાં પ્રાણીઓ, જે મેં ક-
દી જોયાં નહિ હોય તેવાં લાગતાં, કારણ કે તે રાજાના
દેશમાં જ્યારે હું હતો ત્યારે હું આરશીમાં મારૂં મોઢું જોઈ
શકતો નહોતો, કારણ આવાં રાક્ષસી પ્રાણીઓ જોયાં હ-
તાં તેથી તેમને મુકાબલે હું ધિક્કારવા લાયક લાગતો. ક-
પ્તાને કહ્યું કે જ્યારે તમે જમતા હતા ત્યારે મને લાગ્યું કે
તમે દરેક ચીજ અજાયેબ ભરેલી આંખે જોતા હતા, અ-
ને કોઈ વખતે તો તમારૂં હસવું એ તમે સમાવી શકતા
નહોતા. આ ઉપરથી તમારા મગજને કંઇક અસર થઈ
હશે એવું મને લાગ્યું. મેં જવાબ આપ્યો કે એ વાત સાચી
છે, કારણ કે રૂપાના ત્રણ પેન્સના સિક્કા જેટલી રકાબી,
ડુક્કરના ગોસ્તની ટાંગ, જેનો એક કોળીઓ પણ થાય નહિ,
અને એક ફળના કાચલાથીએ નાનો પ્યાલો, એ જોઇને
મને હસવું આવ્યા વિના કેમ રહે ? આજ માફક મેં તે-
ના ખોરાક તથા સામાન વિષે ધીમે ધીમે મત આપવા
માંડ્યો; કારણ કે અગર જો મારા લાયકની દરેક ચીજ
જે વખતે હું ત્યાં હતો ત્યારે રાણીસાહેબના હુકમથી ના-

ની બનાવવામાં આવી હતી, તોપણ મારા વિચારો તો મારી આસપાસ જે બધી મોટી ચીજો હું જોતો, તેના ઉપરજ લાગેલા હતા; અને લોકો જેમ પોતાની ભુલ તરફ બેદરકાર રહે છે, તેમજ હું મારી લઘુતાથી બે દરકાર હતો. કપ્તાન મારી મશ્કરી સારી પેઠે સમજ્યા, અને અસલી ઈંગ્રેજી કહેવત પ્રમાણે જવાબ આપ્યો કે મારા પેટ કરતાં મારી આંખો મોટી હશે! કારણ કે જો તમે આખો દહાડો ભુખ્યા રહ્યા હતા તોપણ કંઈ ઝાઝું ખાધું નહોતું છતાં તમે ખુશીમાંજ બોલ્યા કે મારી પેટી ગરૂડની ચાંચમાં અને આટલી ઊંચી દરિયામાં પડતી જોવાને હું સો પૌંડ (એક હજાર રૂપીઆ.) ખુશીથી આપત. કારણ તેથી ભવિષ્યમાં કહેવા લાયક અજાયેબ જેવી આ વાત થઇ પડત, અને ફ્યુટન (ફીબસનો છોકરો) નો મુકાબલો એવો તો સરસ હતો કે જો કે તે વિચાર મને ઘણો ગમ્યો તો નહિ, તોપણ તેણે તો મને લાગુ પાડ્યો.

કપ્તાન સાહેબ **ટોનકીન** ગયા હતા, અને વિલાયત પાછા ફરતા હતા, પણ ૪૪° અક્ષાંસ અને ૧૪૩° રેખાંશની ઇશાન ખુણામાં ઘસડાઈ ગયા હતા. હું વહાણ પર આવ્યો તે પછી બીજે દિવસે વ્યાપારવાહી પવન નિકળ્યો, તેથી અમે ઘણા વખત સુધી વહાણ દક્ષિણ તરફ હંકાર્યું. ન્યુહોલાંડ ની આસપાસ ફર્યા અને નૈરૂત્ય કોણ તરફ હંકારી કેફઓફગુડહોપ આવી પોહોંચ્યા, ત્યાં સુધી અમે નૈરૂત્ય કોણમાંજ વહાણ હંકાર્યું. અમારી મુસાફરી બિનહરકતે થઈ, પણ તેનું વર્ણન આપી હું મારા વાંચનારને તસ્દી આપવા માગતો નથી. કપ્તાનસાહેબ એક બે બંદર ઉતર્યા અને પોતાની લાંબી હોડી ખોરાક અને તાજા પાણીને સારૂ મોકલી, પણ હું તો સને ૧૯૦૬ ના જુનની

દેશમાં કુદરતે પોતાનું દરેક કામ સપ્રમાણ કરીને એક -
યૂરોપના કરતાં અઢારસેં ગણું મોટું બનાવ્યુંછે. આ વાત
અનુભવ સિદ્ધ છે, કારણકે તેમનો તોલ તથા વજન કાઢ્યાંછે.

પણ તેજ બાગની અંદર આથી વધારે ભયંકર અકસ્માત
બન્યો. અહીં આગળ મારી નાની માતૃકા, પેટીલઈ આ-
વવાની તસ્દી ઓછી કરવા માટે તે ઘેર મુકીને આવી હતી,
અને તેથી મને એક સહીસલામત જગ્યાએ બેસાડ્યો હ-
તો. ( આમ કરવાનું મેં તેને ઘણી વખત કહ્યું હતું. કારણકે
હું એકલો મારા પોતાના વિચારોનું મનન કર્યા કરૂં. ) બા-
ગના બીજા ભાગમાં તે પોતાની મેતીજી તથા ઓળખા-
ણની સ્ત્રીઓ પાસે ગઇ હતી. જે વખતે તે ગેરહાજર હતી
અને બુમ સાંભળી ન શકે એટલે દૂર હતી તે વખતે મુ-
ખ્ય માળીનો સ્પાનિયલ જાતનો કુતરો હું જ્યાં સૂતો હતો
ત્યાંથી થોડે દૂર અકસ્માતથી બાગમાં રખડતો હતો. કુતરાને
સુગંધ આવવાથી તરત હું હતો ત્યાં આવી પહોંચ્યો,
અને મને પોતાના મોઢામાં પકડી પુંછડી હલાવતો હલાવતો
પોતાના ધણી પાસે જઇને મને આસ્તેથી જમિનપર મૂક્યો.
મારે સારે નશિબે તેને એવી તો સારી કેળવણી આપી હ-
તી કે મને કાંઈપણ ઇજા આપ્યાવગર તથા મારાં કપડાં
ફાડ્યા વગર મને પોતાના દાંત વચ્ચે લઈ ગયો. ગરીબ
માળી જે મને સારી રીતે ઓળખતો હતો અને મારાપર
માયા રાખતો હતો તે આથી બહુ બીધો. બે હાથમાં પકડીને
મને આસ્તેથી ઉપાડ્યો, અને મારી ખબર પૂછી; પણ
મનેતો એટલો શ્વાસ ચઢી ગયો હતો અને હું એટલો બધો
આશ્ચર્ય પામી ગયો હતો કે એકે શબ્દ બોલી શક્યો નહિ.
થોડીએક પળમાં મને ભાન આવ્યું. પછી મારી નાની
મા પાસે તે મને સહિસલામત લઈ ગયો. આ વખતે તે

ત્યાં જ્યાં મને મૂકીને ગઈ હતી ત્યાં આવી પોહોચી હતી, અને મને દીઠો નહીં, તેથી બુમ પાડી; પણ જ્યારે કંઈ જવાબ મળ્યો નહીં ત્યારે તે બહુ ગભરાઈ ગઈ. તેણે માળીને તેના કુતરા માટે સખત ઠપકો આપ્યો. પણ આ વાતને ત્યાંજ દાટી દેવામાં આવી, અને કચેરીમાં રાણીના ગુસ્સાની બીકથી તે છોડી કંઈ બોલી નહીં. જો ખરૂં પૂછાવો તો આ વાત બહાર પડે તેથી મારૂં માન જાય એવું ધારી મેં પણ જવા દીધી.

આ અકસ્માતથી "ગ્લમડેલક્લીચે" પોતાની નજર બહાર મને કદી ન રાખવો એવું નક્કી કીધું; મેં જાણ્યું હતુંજ કે આવો ઠરાવ થશે, તેટલા માટે હું જ્યારે એકલો રહેતો અને તે વખતે કંઈ નાના નાના બનાવો બનતા તે વિષે હું કંઈ કહેતોજ નહિ. એક વખતે એક સમળી બાગ ઉપર ઉડતી ઉડતી મારી તરફ ઉતરી આવી. અને જો મેં બહાદુરીથી મારી તરવાર ન ખેંચી હોત તો નક્કી તે મને પોતાના પંજામાં લઇને ઉડી ગઈ હોત. બીજી વખતે એ છછુંદરના દર ઉપર હું ચાલતો હતો તેવામાં તે ખાડામાં હું ગરદન સુધી દટાઈ ગયો. પણ મારાં કપડાં બગાડવા માટે કંઇક જુઠું બહાનું કાઢવા ચુકયો નહિ. એજ માફક ચાલતાં ચાલતાં એકવાર ગરીબ ઇંગ્લાંડનો વિચાર કરતો હતો, તેવામાં ગોકળ ગાયના શંખલાની મને ઠેસ વાગી; તેથી મારો જમણો નળો ભાંગી ગયો.

નાનાં પક્ષીઓ તો મારાથી બીલકુલ ડરતાંજ નહીં. કેટલાંક મારાથી એક યાર્ડ દૂર જાણે કોઈ તેમની પાસે હોયજ નહિ, એવી રીતે બેદરકાર પણે હું જ્યારે એકલો ફરતો હતો, ત્યારે જીવ જંતુઓનો પોતાનો ખોરાક શોધવાને મારી પાસે કુદતાં કુદતાં આવતાં. મને સાંભરેછે કે "ગ્લમ-

# જાહેર ખબર.

—*—*—*—

આ પુસ્તક નિચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. પોસ્ટેજ જુદું પડશે. પત્ર વ્યવહાર ટીકટ ચોડીનેજ રાખવો.

**સુરત**—રા. હાકોરલાલ મોહનલાલ ઝવેરી પાસેથી ઠે૦ હરિપરામાં, ભવાનીના વડ આગળ.

**ભરૂચ**—જ્ઞાનોદય સભાના મંત્રી પાસેથી, તેમજ મારા ઘર આગળથી પણ મળશે.

અમદાવાદ—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી, તેમજ શ્રી. વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ પાસેથી ઠે૦ મોડાની પોળ, પડીપોળ.

ઉમરાળા—મારી પાસેથી.

ભાવનગર—રા. કૃષ્ણલાલ મોહનલાલ પાસેથી ઠે૦ વોરાને દરવાજે.

આ શિવાય નિચે લખેલી ચોપડીઓ પણ ઉપર લખેલે ઘણેખરે ઠેકાણેથી મળી શકશે.

| | | |
|---|---|---|
| જ્ઞાનોદય (માસિક પત્ર) | મુલ્ય | રૂ ૧—૦—૦ |
| મુલતવી રાખવાનાં માઠાં ફળ | ,, | ૦—૧૨—૦ |
| નવીન ડહાપણની સરસાઈ | ,, | ૦—૮—૦ |

લી. સેવક

**મણિલાલ મોહનલાલ ઝવેરી.**

ઉમરાળા દવાખાનાના ડાક્ટર.